શ્રી શરદ્ચંદ્ર ચટ્ટોપાધ્યાય પ્રસંશિત

# પારૂ

[ રૂપગર્વિત નારીની દર્દભરી કથા ]

: અનુવાદક :

'મૃદુલ'

નારી, ગૃહત્યાગ, મુક્તપંખી, નીરૂપમા, પરિચારીકા, વિજેતા, લાલ માટીનો રસ્તો વિગેરેના અનુવાદક


એન. એમ. ઠક્કરની કંપની

બુકસેલર્સ . પબ્લીશર્સ

૧૪૦ પ્રીન્સેસ સ્ટ્રીટ મુંબઈ-૨

# પ્રસંશાના ફુલ

ભાઈ + + + +,

+ + + વાર્તામાં મેં એવું કંઈક જોયું છે, જે મને ખૂબ આકર્ષી રહેલ છે. પારૂ, નાનીવહુ, ગોકુળ અને નૃત્યકાલી કથાના ચિરંજીવ પાત્રો છે. નિરહંકાર અને ગર્વિત મનનું નિરૂપણ સુંદર થયું છે; અને બીજો એક વિશેષ ગુણ મેં જોયો છે—વાર્તાના પાત્રોના હૃદય સાથે તમારા હૃદયનો સહયોગ!

+ + + + +

શ્રી શરદ્‌ચંદ્ર ચટ્ટોપાધ્યાય



જેની યાદ આજ પણ ભૂલાતી નથી,
જેની અમીભરી દ્રષ્ટિ આજ પણ જીવંત છે;
તે સ્વ. જનનીના
ચીર સ્મરણને—

'મૃદુલ'

## કથન

જે કથાપર સ્વ. શરદ્‌બાબુએ પ્રસંશાના ફુલો વેર્યા છે, તે કથા આજ ગૂજરાત સમક્ષ રજૂ કરતાં મને હર્ષ થાય એ સ્વાભાવિક છે.

સ્વ. શરદ્‌બાબુએ પોતાની અજોડ વાર્તા–કલાથી બંગાળ નહિ, પણ સારાયે ભારતને મુગ્ધ કરેલ છે. ભારત વિખ્યાત કથા સમ્રાટ શ્રી શરદ્‌બાબુ આજે તો ચિર–વિદાય લઈ ગયા છે, પરંતુ એમનો શબ્દદેહ એવોને એવો અમર છે. શ્રી. શરદ્‌બાબુએ પ્રગટાવેલો દીવડો કદી નહિ બુઝાય. એમની શક્તિએ જનહૃદય પર એવી ચોટ મારી છે કે, જનતા એમને કોઈ કાળે ભૂલી શકે એમ નથી. શરદ્‌ને વાંચવાની લોક–પિપાસા એવીને એવી અતૃપ્ત છે. એ કારણે, જન-હૃદયમાં સ્વ. શરદ્‌બાબુથી સંપાદન થયેલી કે પ્રસંશા પામેલી વાર્તાઓ વાંચવાની પિપાસા જાગૃત રહે એ સહજ છે.

આ દ્રષ્ટિ લક્ષમાં રાખીને આજ હું શરદ્‌બાબુની પ્રસંશાને વરેલી એક કથા ગૂજરાતને આપવા લલચાયો છું.

હવે આ કથા માટે કંઈક કહું.

'પારૂ' બંગાળના ગ્રામ જીવનની દર્દભરી છબી છે. ગામડાના વાતાવરણમાં પોષાયેલી પાર્વતી રૂપમાં તરી વળે છે. અને બાલ્ય-કાળથી એનું મન માને છે કે પોતે કોઈ રાજરાણી થવા સરજાયેલી

છે. આ માન્યતા ધીરે ધીરે પારૂની મહત્વાકાંક્ષા બને છે, પણ જગતમાં દરેકની મહત્વાકાંક્ષા સફળ નથી થતી, તેમ પારૂની આશા પણ અધૂરી રહે છે. કોઈ જમીનદાર તો શું, એકાદ શ્રીમંત ઘર પણ એને નથી મળતું. અને એક ગુમાસ્તાગીરી કરતા ગોકુળ નામના બીજવરના આંગણે પારૂની બધી આશા–વ્યથા પટકાય છે.

અને ગોકુળ ?

એ તો કોઈ અદ્ભૂત માનવી છે. જાણે જીવનની પ્રત્યેક આશાઓને બાળીને બેઠો હોય એવો કોઈ શાપભ્રષ્ટ યોગી છે. એના હૃદયને સમજવું અતિ કઠણ છે. એ ચૂસ્ત સનાતની છે અને ભવ્ય સહનશીલ છે. એના શાંત જીવનમાં પારૂ એક વંટોળ બને છે, પણ ગોકુળ જરાય થડકતો નથી. એતો અડોલ અને ન સમજાય એવો જ રહે છે.

પારૂ સ્વામીને સમજી શકતી નથી–કારણ, એના હૈયામાં નારી સુલભ ગર્વ અને અભિમાન બંને પોતાની મર્યાદા વટાવી ગયાં છે; છતાં પણ ગોકુળ પત્ની સામે અચળ રહે છે. જીવનના અને કુટુંબના ઝંઝાવાતો વચ્ચે અનેક પછાટ ખાવા છતાં પણ ગોકુળ અસ્થિર નથી થતો...હા, એક વખત એનું ધૈર્ય ડગમગે છે...એક જ વખત એ રડે છે. આગલી પત્નીનું મૃત્યુ એની ધીરજને ખળભળાવી મૂકે છે.

ફઈબાનો ત્રાસ, અમૂલ્યનો પ્રપંચ, વિધવા બહેન અન્નદાનો પ્રેમ, પાર્વતીનો તિરસ્કાર અને નૃત્યકાલીની મૂંગી વેદના વચ્ચે પણ ગોકુળ ચપળ નથી થતો. પાર્વતીના હૈયામાં એના પ્રત્યે મમતા ન હોવા છતાં પણ ગોકુળની સહનશીલતા પાર્વતીને ખેંચી રહે છે, પાર્વતીના અભિમાનને પરાજીત કરે છે, પાર્વતીના ગર્વને તોડીફોડી પાર્વતીને નારીની મર્યાદાનું દર્શન કરાવે છે.

જે ગોકુળ પાર્વતીથી સમજાતો નથી, એ ગોકુળ નૃત્યકાલથી સમજાય છે. શા માટે? આ પ્રશ્નમાં જ એ બંનેના જીવનની એક મૂંગી વ્યથા ભરેલી છે. એ વ્યથા જ નૃત્યકાલીને સમજવાની દ્રષ્ટિ આપે છે.

ફઈબા તો અજબ પાત્ર છે. આપણા પોતાના સમાજનું એ એક અંગ હોય એમ લાગ્યા વગર કોઈને નહિ રહે. ફઈબાનું સ્વરૂપ તો ઘણે સ્થળે દેખાશે. પરંતુ ફઈબાની આંધળી મમતા જ અમૂલ્યની બરબાદી કરે છે. અને અમૂલ્ય પોતાના સંસ્કારો ભૂલી જઈ, શરાબનો પ્યાસી બને છે. આ સહજ પરિવર્તનને લેખકે ખૂબ સરસ દોર્યું છે.

નાનીવહુ — અમૂલ્યની પત્ની — એનો સ્વભાવ કેવો છે. એનું જીવન કેવું છે, એનું હૃદય કેવું છે, એ બધું ખૂબ અવ્યક્ત રાખીને લેખકે વ્યક્ત કર્યું છે.

યોગેન્દ્ર, અનીલા, સરકાર મહાશય એ બધાં પાત્રો ગૌણ છે. યોગેન્દ્રનાથ મૈત્રિનો આદર્શ સરસ રીતે વ્યક્ત કરી જાય છે.

આ કથાનું કલેવર ગ્રામજીવન છે. આ કથાના લેખકને બંગાળે ‘પલ્લી–ચિત્ર નિપુણ’ કરીને નવાજ્યા છે. એમણે ઘણી કથાઓ લખેલી છે...અને દરેક કથાઓ ગામડાંની અને ગરીબ માનવીઓની જ છે.

‘પારૂ’ ઘણા સમય પહેલાં લખાયેલી છે, તેમાં ગામડાના ગરીબ કુટુંબની વ્યથા–આનંદની છબી છે–તે ખૂબ આકર્ષક સાદી ને સરલ છે.

આ કથા વાંચ્યા પછી મને એમ જ લાગ્યું હતું કે આ તો આપણી હંમેશની વાત છે. હંમેશની વાતો ભૂલીને આપણે શા માટે

કલ્પનામાં રખડીયે છીએ ? શું આપણા પ્રસંગો આપણી પિપાસાને તૃપ્ત કરી શકે એવા નથી ? આ કથા એનો જવાબ જરૂર આપશે.

પણ આ કથાના મૂળ લેખક કોણ ? એ હું એમના બીજા પુસ્તક વખતે સંપૂર્ણ પરિચય સાથે રજૂ કરીશ. અત્યારે તો હું એટલું જ કહીશ કે બંગાળના આ પલ્લી–ચિત્ર–નિપુણ, શ્રી શરદની પ્રસંશાને વરેલા એક કથા શિલ્પી છે.

મને આશા છે કે સ્વ. શરદ્‌બાબુની પ્રસંશા પામેલ 'પારૂ' તમારી પ્રસંશાથી પણ વંચિત નહિ રહે.

મારા મિત્ર શ્રી નંદલાલભાઈએ આ પુસ્તક ત્વરાથી તૈયાર ન કરાવ્યું હોત, તો કોણ જાણે ક્યારે પ્રસિદ્ધિ પામત ! આ માટે હું એમનો ઋણી છું. અને મારા પ્રિય મુરબ્બી શ્રી જમનાદાસ રેવાશંકર દોશીની મમતા પણ 'પારૂ'ની પાછળ રહેલી છે.

રાજકોટ<br>
૧૮–૮–૪૨

'મૃદુલ'

૧

**પાર્વતી** રૂપમાં લક્ષ્મી અને ગુણમાં સરસ્વતી જેવી ન હોવા છતાં પણ લોકો કહેતા, "છોકરી ખરેખર લક્ષ્મી છે, આ છોકરી રાજરાણી થશે." બાલ્યકાળથી આવી લોકવાણી સાંભળી સાંભળીને પાર્વતીના મનમાં પણ નક્કી થયું હતું કે પોતે જરૂર રાજરાણી થશે; એજ તેના ભાગ્યલેખ છે, એજ તેના રૂપનો પુરસ્કાર છે. જેમ જેમ વય વધતું જતું તેમ તેમ તે આ ઉચ્ચ પુરસ્કારને યોગ્ય પોતાને માનતી જતી. રાજરાણી જેવું ગાંભીર્ય, રાજરજવાડાના ઘર જેવી ઠસ્સાદાર વાતો સાંભળીને પાડોશની છોકરીઓ પાર્વતી પાસે જવાનું સાહસ પણ કરી શકતી નહિ. કદાચ કોઈ છોકરી પાસે આવે તો પાર્વતી એની સાથે મન દઈને સમાનભાવે વાત પણ નહોતી કરતી.

પરંતુ રાજ રજવાડું તો દૂર રહ્યું, એકાદ જમીનદાર પણ ન મળ્યો. અંતે ગામના હરનાથરાયના પુત્ર જતીનરાય સાથે સંબંધની વાત ચાલી. હરનાથ જહાનાબાદની મુન્સફ અદાલતનો નાજર હતો, એટલે બે પૈસા પ્રાપ્ત કરીને ગામમાં કંઈક મોટો ગણાતો હતો. જતીનને માણસ બનાવવા માટે તેણે ઘણો પ્રયત્ન કર્યો હતો, પણ જતીન માણસ થઈ શક્યો નહિ. ત્રણવાર મેટ્રીકમાં શિકસ્ત મેળવીને ચોથી વાર ત્રીજા વર્ગમાં ઊતિર્ણ થઈ શક્યો. હરનાથ બાબુએ લાગ વગનો ઉપયોગ કરીને જતીનને અદાલતમાં ગોઠવી દીધો, ત્યારે જતીનને પગાર નહોતો મળતો પણ લોકો ધારતા કે ભવિષ્યમાં એને ખૂબ પગાર મળશે, અને રાય મહાશય પેન્શન પર જશે ત્યારે તેની જગ્યાએ જતીન જરૂર આવશે.

અનેક સ્થળેથી પંદરસો બે હજારની પહેરામણી સાથે કન્યાઓ

આવતી હોવા છતાં, રાય મહાશય પાર્વતીના પિતાના આંસુ સામે જોઈને સાડાસાતસોની પહેરામણી લેવા રાજી થયા. રાજી થવાનું બીજું પણ એક કારણ હતું. તેમણે ગૃહિણી પાસેથી સાંભળ્યું હતું કે જતીન પાર્વતી પ્રત્યે આકર્ષાયો છે. વાત સાંભળીને પ્રથમ તો રાય મહાશય ખીજાઈ ગયા હતા, પણ ગૃહિણીની વાતથી સમજ્યા કે આજ કાલના છોકરાઓ ધાર્યું ન થાય તો ન કરવાનું કરી બેસે છે, એથી રાય મહાશય સંમત થયા.

લોકો કહેવા માંડયાં: "સારું થશે. જેવી કન્યા તેવું જ ઘર. પાર્વતીનું કપાળ તેજ કરે છે."

પણ પાર્વતી વિચારવા લાગી: "બળ્યું કપાળ! હાય, ક્યાં રહ્યું રજવાડું અને કયાંથી આવશે અદાલતના એક કારકુનનું ઘર!" નાનપણથી જતીન સાથે એને સ્નેહ સંબંધ હતો. ઘણી વાર જતીને પોતાના ખાવામાંથી પાર્વતીને ભાગ આપેલો, બાગમાંથી ગુલાબના ફુલો લાવીને ભેટ કરેલાં. ઘોષ બાબુના બાગમાંથી કાચી પાકી કેરીઓ ચોરી લાવીને ખવરાવેલી, રમતના સમયે કોઈ પાર્વતી પ્રત્યે હળવો શબ્દ કહે ત્યારે જતીને એ ઝઘડો પોતાનો કરી લીધેલો, આમ નાનપણમાં ઘણું બનેલું. બાલ્યકાળના આવા સ્નેહ સંબંધના કારણે શું જતીનને સ્વામી થવાનો હક્ક હતો? પાર્વતી જાણતી કે મને મેળવીને જતીન પોતાને ધન્ય માનશે, પણ એમાં પાર્વતીને શું? પોતાનું લક્ષ્મી જેવું રૂપ શું એક કારકુનના ઉપભોગ માટે સરજાયું છે? પાર્વતીના મનમાં ખૂબ અશાન્તિ થવા લાગી.

એક દિવસે ભાભીએ પરિહાસ ભર્યા સ્વરે કહ્યું: "બહેન, તમારો જતીન આખરે તમારો વર થયો. તમારાં નશીબ સારાં."

પાર્વતીએ ભારમાં મોઢું રાખીને ઘૃણામિશ્રિત સ્વરે કહ્યું: "બળ્યાં નશીબ!"

ભાભી અવાક્ બનીને પાર્વતીના મોઢા સામે જોઈ રહી.

તે દિવસે સંધ્યા પહેલાં જ્યારે પાર્વતી હાથ પગ ધોઈને આવતી હતી ત્યારે મધ્ય માર્ગે જતીને રસ્તો રોકતાં કહ્યું: "પારુ...!"

પાર્વતીએ એના સામે ઘૃણાસૂચક દ્રષ્ટિ સ્થાપી. જતીને એ દિશા તરફ લક્ષ્ય ન કરતાં હર્ષ પ્રફુલ્લ કંઠે કહ્યું: "શું તારા લગ્ન થવાનાં છે?"

પાર્વતીએ ક્રોધમાં ઉત્તર આપ્યો: "ના. મરણ."

વિસ્મિત કંઠે જતીને કહ્યું: "એ શું પારુ?"

પાર્વતી બોલી: "હા...રસ્તો છોડી દો."

જતીન બોલ્યો: "પણ લગ્નની બધી વાત લગભગ નક્કી થઈ ગઈ છે."

કઠોર સ્વરે પાર્વતીએ કહ્યું: "મેં રસ્સી તૈયાર રાખી છે."

બાજુમાંથી ગર્વપૂર્વક પાર્વતી સડસડાટ ચાલી ગઈ. જતીન સ્તબ્ધ ભાવે ઉભો રહ્યો.

પણ પાર્વતીને ગળે ફાંસો ખાવાનો સમય ન આવ્યો. વાત પાકી થાય એ પહેલાંજ પાર્વતીનો બાપ ત્રણ દિવસની બિમારીમાં અવસાન પામ્યો. રાય મહાશયે કહ્યું: "લગ્નની વાતચિત ચાલી એવામાંજ કન્યાના બાપનું અવસાન થયું એટલે મારે હવે જન્મકુંડળી જોવી પડશે."

જન્મકુંડળી મેળવતાં જણાયું કે કન્યા વિપ્રવર્ણ છે. પુત્રના ગ્રહો શુદ્ર વર્ણના છે. વર્ણશ્રેષ્ઠ કન્યા સાથે હીન વર્ણના પુત્રનું લગ્ન કરવું એટલે પરિણામ મૃત્યુ. રાય મહાશયે દુર્ગા દુર્ગા કહીને સંબંધ તોડી નાખ્યો. પાર્વતીના ભાઈ શરત્ ચોધરીએ પ્રમાદ સેવ્યો.

પિતાના મૃત્યુ પછી સંસારનો ભાર શરત્‌ની પીઠ પર પડ્યો. બાપનું કંઈક દેણું પણ હતું. બહેને પણ ચૌદ વર્ષ પુરાં કર્યાં હતાં. શરત્ કિનારા વગરના સાગરમાં ઝૂકીને કોઈ પણ ઉપાયે બહેનનો પ્રશ્ન પાર કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

અથાગ પ્રયત્ન પછી શરતને એક પાત્ર મળી ગયું. પાત્ર બીજવર, એટલે કશું દેવા પણું નહોતું. કોઈ રસ્તો ન હોવાથી શરતે આ સંબંધ સ્થિર કરી નાખ્યો.

સાંભળીને પાર્વતી તરફડવા લાગી. વિષ ખાવું કે ગળાફાંસો એ પોતે નક્કી કરી શકી નહિ. એ સમયે કપડા પર ગ્યાસતેલ છાંટીને આત્મહત્યા કરવાના સહજ ઉપાયની શોધ થઈ નહોતી. એટલે વિષ અને દોરીનો સંગ્રહ કરે એ પહેલાંજ લગ્નનો દિવસ આવી પડચો. પાર્વતીએ નિરુપાય થઈને વિચાર્યુંઃ "શું થાય? આ લગ્ન એજ એક પ્રકારનું મૃત્યુ છે...પછી શા માટે આત્મહત્યા કરવી?"

સહુના અનુરોધને વશ થઈને પાર્વતીએ શંકા કંપિત હાથથી વરના ગળામાં માળા પ્રદાન કરી, પણ કોના ગળામાં માળા પહેરાવી એ જોવા માટે તેના નયનો જરાયે ઉત્સાહિત ન બન્યાં. શુભદ્રષ્ટિના સમયે પણ તેણે આંખો બંધ રાખી.

બીજે દિવસે તે શ્વસુરગૃહ તરફ જવા માટે પાલખીમાં વિદાય થઈ ત્યારે જતીનના ઘર પાસેથી નિકળતાં જતીન એક તરફ બેઠો બેઠો ખડના તાપમાં છીપ શેકી રહ્યો હતો. પાર્વતી સામે જતીનની નજર જતાં તે મૃદુ મૃદુ હસ્યો. પાર્વતીએ એકદમ મોઢું ફેરવી લીધું.

પાલખીની પાછળ શરણાઈના સૂર છવાઈ રહ્યા હતાઃ—

"આજ રજની મધુર મધુર
પિયા મુખ ચંદ્ર મલકે..."

## ૨

બીજવર હોવા છતાં પણ ગોકુળ ચક્રવર્તીની ઉમર વધારે નહોતી. માત્ર એકત્રીસ વર્ષ થયાં હતાં. ચાર પાંચ વર્ષ પહેલાં એ વિધુર થયો હતો. સ્ત્રીવિયોગ પછી ફરીવાર લગ્ન કરવાની તેની ઇચ્છા નહોતી. તે આમલાગંજના જમિનદાર સિંહબાબુને ત્યાં ગુમાસ્તા તરીકે કામ કરતો. કંઈક જમીન પણ હતી. સંસારમાં નાનો ભાઈ અમુલ્ય હતો; અમુલ્યને સ્ત્રી અને એક નાની છોકરી હતી, વિધવા બહેન અન્નદા હતી, વૃદ્ધ ફઈબા હતાં. ખેતી માટે બે બળદ અને દૂધ માટે બે ત્રણ ગાયો હતી. ઢોરઢાંખરને સંભાળવા માટે એક ચાકર હતો. સંસારના આટલા જીવોના પ્રતિપાલનનો ભાર હતો એકલા ગોકુળના મસ્તક પર. બાર રૂપિયાના પગારની ગુમાસ્તાગીરીમાં પચ્ચીસ રૂપિયા મેળવવા છતાં આટલા બધા માણસોનો વરો ઉપાડવામાં મુશ્કેલી જરૂર જણાતી. એટલે લોકો એને ફરીવાર લગ્ન કરવાનો અનુરોધ કરતા પણ ગોકુળ સંમત થતો નહિ. પોષ્ય સંખ્યામાં વધારો કરવાની એની ઇચ્છા નહોતી.

નાનો ભાઈ અમુલ્ય પણ નોકરી કરતો. મેટ્રીકમાં બે વખત ફેઈલ થવા છતાં પણ ગોકુળે નાનાભાઈને ફરીવાર ભણાવવાનો આગ્રહ રાખ્યો. પણ અમુલ્ય વધુ ભણી શકયો નહિ. એટલે ગોકુળે કલકત્તામાં રહેતા પોતાના મિત્ર યોગીનની લાગવગથી અમુલ્યને એક નોકરી અપાવી દીધી. ૭ મહિનાની ઉમેદવારી પછી ૨૫ રૂપિયાનો પગાર થયો અને એક વર્ષ પછી પગારમાં વધારો થઈને ત્રીસ થયા.

ત્રીસ રૂપિયાનો પગાર થવા છતાં પણ અમુલ્ય ઘેર એક પણ પૈસો મોકલી શકતો નહિ. કલકત્તાનું વીશી ખર્ચ, દર શનિવારે ઘેર

આવવા જવાનું ગાડી ભાડું, ચા પાન વગેરેમાં સઘળો પગાર તણાઈ જતો. કપડાલત્તા માટે વખતો વખત ગોકુળને પૈસા આપવા પડતા.

ગોકુળ પોતાના હાથથી એ પૈસા નહોતો આપતો. ફઈબા આપતાં. ફઈબા જ સંસારના સંચાલક હતાં. માતાનું જ્યારે અવસાન થયું ત્યારે ગોકુળ બાર વર્ષનો, અન્નદા આઠ વર્ષની અને અમુલ્ય પાંચ વર્ષનો હતો. ત્યારથી ગૃહસંસારના પાલનનો સઘળો ભાર ફઈબાએ લીધો હતો અને આજ સુધી એ બોજો સાચવી રહ્યાં હતાં. ગોકુળ દર મહિને જે કંઈ કમાતો તે સઘળું ફઈબાના હાથમાં મૂકી દેતો, એક પૈસો પણ પોતાના હાથમાં રાખતો નહિ. એકાદ પૈસાની તમાકુ લેવાની હોય ત્યારે પણ ફઈબા પાસે હાથ લંબાવવો પડતો.

અન્નદાએ એક વખત કહ્યું હતું: "ભાઈ, તમે પણ અજબ છો હો. પાન તમાકુ માટે બે રૂપિયા તમારા હાથમાં રાખતા હોતો શું વાંધો?"

ગોકુળે હસીને કહ્યું: "જરૂર શી છે! જોઈએ છે ત્યારે મળી રહે છે."

અન્નદા: "શું દરેક વખતે મળે છે?"

"જ્યારે ફઈબા પાસે ન હોય, ત્યારે જ ન મળે."

"એકાદ રૂપિયો હાથ પર હોય તો એવે વખતે તો કામમાં આવે ને?"

"બેન, આપણો સંસાર ઘણો કઠિન છે. બે રૂપિયા હાથ પર રાખવાનું બની શકે એમજ નથી."

અન્નદાએ રોષમાં કહ્યું: "સંસારની કઠિનતા શું તમારે જ વેઠવાની છે? અમુલ્ય પણ નોકરી કરે છે, એક પૈસો હજી સુધી તમારા કઠિન સંસારમાં આપી શકેલ નથી."

ગોકુળ હસતાં હસતાં કહેતો: "એ તો હજી બાળક છે. એનો પગાર પણ શું છે? ક્યાંથી આપે!"

તીવ્ર કંઠે અન્નદા બોલી: "ત્યારે દેવા માટે તમે એકલા જ કેમ ?"

સહાસ્યે ગોકુળ બોલ્યો: "હું ન આપું તો સંસાર ચાલે કેવી રીતે ?"

ક્રોધરૂદ્ધસ્વરે અન્નદા બોલી: "તમે માણસ નથી હો ભાઈ!"

બહેનના મસ્તકપર હાથ પસારતાં ગોકુળે કહ્યું: "એ કેમ ખબર પડે ? અનુ, એ પણ વખતે વખતે આમ કહેતી."

'એ'નો અર્થ સ્વર્ગસ્થ પત્ની. એનું સ્મરણ આવતાં ગોકુળનો સ્વર ગાઢ થઈ ગયો.

પોતાનું કમાયેલું સર્વસ્વ ફઈબાના હાથમાં દેવા છતાં પણ ગોકુળ ફઈબાની પ્રસન્નતા પ્રાપ્ત કરી શક્યો નહોતો. નોકરીના પગાર ઉપરાંત નજરાણું, ભેટ, પર્વના દિવસોએ મળતો વધારો વગેરે સઘળું આપવા છતાં પણ ફઈબાના મનમાં સંકોચ રહ્યા કરતો. કોઈ મહિને ભેટ સોગાદ ન મળી હોય અને પૈસા ઓછા આવ્યા હોય ત્યારે ફઈબા ત્રણવાર પૈસા ગણીને અપ્રસન્ન વદને કહેતાં: "ગોકુળ, ઘણા ઓછા પૈસા છે."

ગોકુળ પોતાના માથા પર હાથ ફેરવતાં ફેરવતાં કહેતો: "હા ફઈબા, આ મહિને કંઈ થઈ શક્યું નહિ."

"તારે કંઈ ન થઈ શક્યું.' પણ આવડો મોટો વ્યવહાર કેવી રીતે ચાલશે ?" ફઈબા જરા રોષથી કહેતાં.

ગોકુળ કશો ઉત્તર આપી શકતો નહિ, મૌનભાવે ઉભો રહેતો. ફઈબા ક્રોધમાં વ્યાકુળ બનીને પૈસા ટ્રંકમાં મૂકી દેતાં અને બોલતાં: "જો ગોકુળ, આવી રીતે હું ચલાવી શકીશ નહિ. તમારો સંસાર હવે તમે ઉપાડી લો. આટલા પૈસામાં બધો વ્યવહાર કેવી રીતે ચલાવવો ! ગયે મહિને મીનુ પાસેથી સાત રૂપિયા ઉધાર લીધા હતા. એને દેવા પડશે, વળી તું તમાકું માટે માગીશ, નાની વહુ પણ

માગશે, અમુલ્યના જોડા ફાટી ગયા છે, એ પણ આવીને પૈસા માગશે. હું આ બધો બોજો નહિ ઉડાવી શકું ભાઈ!"

ફઈબાને ક્રોધમાં જોઈને ગોકુળ ધીરે ધીરે સરકી જતો, પરંતુ અન્નદા આ બધું સહી શકતી નહિ. સ્પષ્ટ વાત કહી નાખવાનો તેને એક રોગ હતો, એટલે તે વારંવાર અસહ્ય બની જતી અને કહી નાખતી: "કેમ ફઈબા, શું મોટાભાઈજ ચોરના ઘરમાં પુરાયા છે? અમુલ્ય પણ નોકરી કરે છે, તોય સંસારમાં એક પૈસો આપતો નથી. એ શું પોતાના જોડા બોડા પણ પોતાના પૈસામાંથી ન લઈ શકે?"

અન્નદાની વાતથી ફઈબા ક્રોધમાં સળગી જતાં, ચિત્કાર કરીને બોલી ઉઠતાં: "વાહરે અની વાહ, એ દૂધ પીતો છોકરો કેટલા પૈસા કમાઈ શકે કહેતો? જેટલું મેળવે છે એમાં પોતાનુંય સંભાળી શકતો નથી. કલકત્તામાં ભોજનનું કેટલું ખરચ આવે, એ તું જાણે છે? મારો અમુ બે વખત પેટ પુરતું ખાઈ શકતો નથી. તોય એ કદી ફરિયાદ કરતો નથી, બિચારો વારંવાર કહે છે શું કરું ફઈબા, સંસાર તો દુઃખમય છે, તેથીજ દુઃખ સહીને રહેવું જોઈએ! તોય તમે બંને ભાઈ બહેન એની ઈર્ષામાં બળી મરો છો. એકદમ મધ્યસ્થ થવા દોડી આવે છે."

અન્નદા કહેતી: "શું કરું ફઈબા, ઉચિત વાત તો કહેવી જ જોઈએ. બધા કંઈ તમારી માફક એક તરફી વિચાર નથી કરતા."

ફઈબા ક્રોધથી આંખો ખેંચીને હાથ પહોળા કરીને કહેતાં: શું મારો એક તરફી વિચાર? જો હું એકતરફી રહી હોત તો સંસાર ક્યારનો ઉજ્જડ બની જાત. હું દિકરી કોની! તેથી જ આજ સુધી બધું ઢાંકીને ચલાવી રહી છું."

ફઈબાના ક્રોધ સામે ધ્યાન ન આપતાં અન્નદા હળવા હાસ્ય સાથે કહેતી; "એ ખરું છે ફઈબા, તમારા જેવી દિકરી શોધી યે ન મળે!"

ફઈબા રોષ–ક્રોધથી માથું કુટવા મંડી પડતા. ગોકુળ આવી તેમના પગમાં પડી, તેમને શાંત કરતો. ત્યારપછી અન્નદા પાસે જઈને કહેતો: "છી, અનુ, આ બધી શી વાતો?"

અન્નદા કહેતી: "બધી સાચી વાતો છે."

ગોકુળ કૃત્રિમ ક્રોધનો ભાવ દેખાડીને કહેતો: "તારું માથું! હવે કદી આવી વાતો ન કહીશ."

અન્નદા રોષથી કહેતી: "શા માટે, તમારા ભાત ખાઉં છું એટલે ન કહું?"

ગોકુળ કહેતો: "બેન, તું ભાત ખાતી હો કે ન ખાતી હો પણ તારે આવી વાતોમાં શા માટે પડવું જોઈએ?"

અભિમાનથી અન્નદાનું વદન ભારે થઈ જતું, બંને નયનો ભીનાં થઈ જતાં. તે અભિમાનથી ક્ષુબ્ધ બનેલા સ્વરે કહેતી! "એ સાચું ભાઈ, પણ હું તમારી બેન છું માટે જ આ બધી વાતોમાં પડું છું. હું માત્ર તમારી દયા પર રહું છું, તમારા ભાત ખાતર જીવું છું એ હું જાણતી નહોતી, મારું તો મોત જ છે, હું તો સાવ નકામી છું. ભાઈ મને માફ કરો."

ગોકુળ સ્નેહકોમળ સ્વરે કહેતો: "અનુ, તારું બાળપણ હજી પણ ન ગયું. હું શું તને એમ કહું છું? હું તો કહું છું ફઈબા મોટાં છે–વડીલ છે, એને કંઈપણ કહેવું એ શું સારું છે? એથી પાપ લાગે."

અન્નદા આંસુભર્યાં નેત્રે ગળગળા સ્વરે કહેતી: "પાપ લાગશે તો મને લાગશે, તેથી હું તમારા પરનો અત્યાચાર સહી શકીશ નહિ. તમારે મને ભાત દેવા હોય તો દેજો, ન દેવા હોય તો કંઈ નહિ."

અન્નદા રોતી રોતી ભાગી જતી. ગોકુળ મસ્તક પર હાથ ફેરવતાં ફેરવતાં પોતાના મનથી બોલી ઉઠતો: "અનુમાં હજી પણ સમજ ન આવી."

## ૩

**ગોકુળ** પ્રત્યે ફઈબાને નહોતો દ્વેષ કે નહોતી ઇર્ષા. પરંતુ તેમણે અમુલ્યને પોતાના હાથે જ મોટો કરેલો તેથી અમુલ્ય પ્રત્યે એમની મમતા વિશેષ હતી. એમની સ્નેહાંધ દ્રષ્ટિ અમુલ્યની સુખ–સગવડ પ્રત્યે જેટલી સજાગ રહેતી, તેટલી ગોકુળ કે અન્નદા પ્રત્યે નહોતી રહેતી. એમના સ્નેહ દુર્બળ ચિત્ત સામે અમુલ્યના સેંકડો દોષ ઢંકાઈ જતા પરંતુ અન્યની સામાન્ય ત્રુટી પણ તેઓ સહી શકતાં નહિ.

અધિક સ્નેહના પરિણામે બાળકના ચારિત્ર્યનું જે રીતે ઘડતર થાય, તે રીતે અમુલ્યનું ચારિત્ર પણ ઘડાયું. તેણે બાલ્યકાળથી જ દ્રઢ ધારણા કરી હતી કે, સંસારની જેટલી પ્રીતિ, જેટલો આરામ, જેટલો આનંદ, એ બધું પોતાના માટે જ છે. આ સુખમાંથી અન્ય કોઈને ભાગ માગવાનો કશો અધિકાર નથી.

એક ભાઈ સંસારના સઘળા આનંદ–આરામનો ઉપભોગ કરે છે, અને બીજો ભાઈ એનાથી સંપુર્ણ વંચિત રહે છે, આમ હોવાથી પરસ્પર કલેશ થવાનો પુરો અવકાશ રહે છે. પરંતુ આ સંસારમાં એવો કોઈ કલહ ન થયો. કારણ કે ગોકુળનું ઘડતર સાવ અનોખું હતું.

બાલ્યકાળથી માબાપની ગોદ ગુમાવી, સ્નેહ–યત્ન સર્વથી વંચિત રહી, દારિદ્રની અપાર વેદના ભોગવી ભોગવીને ગોકુળે દુઃખ અને કષ્ટ એવા સહજ ભાવથી પચાવી લીધાં હતાં કે ઘરમાંથી પ્રીતિ, સત્કાર કે આરામ મેળવવાના અધિકારની પણ તેણે પરવા નહોતી રાખી. ગમે તેવા મહાન સંકટો પણ ગોકુળની વૃતિને ચલિત કરી

શકતાં નહિ. વિશાળકાય વૃક્ષ જે રીતે અટલ રહીને ટાઢ, તડકો અને વર્ષાના તોફાનો સહી લે છે, તે રીતે ગોકુળ પણ ધીર ગંભીર ભાવે સંસારના ઝંઝાવાતો સહી લેતો. કોઈપણ પ્રકારના કંકાસ પ્રત્યે એની નજર પણ નહોતી જતી. ગોકુળને જોઈને એમજ થતું કે કોઈ પ્રલયનું પ્રચંડ તાંડવ પણ એની અડોલ ગંભીરતાને ચલાયમાન કરવા સમર્થ નથી.

છતાં પણ એક સમયે ગોકુળનું અવિચલ ધૈર્ય અને અટલ ગાંભિર્ય સહજ વિચલિત થઈ ગયું હતું. એ પ્રસંગ ગોકુળની આગલી પત્નીના મંદવાડનો હતો. પત્નીએ મૃત બાળકનો પ્રસવ કરીને સૂતિકાગૃહમાં રોગશય્યાનો આશ્રય લીધો હતો, અને ચિકિત્સાના અભાવે બિચારી રોગની ભયાનક યંત્રણા ભોગવી રહી હતી. એ સમયે ગોકુળ પત્નીની ચિકિત્સા કરાવી શકતો નહોતો, ઔષધનું એકાદ ટીપું આપીને પણ તે પોતાના માનસિક ક્ષોભને દૂર કરી શકતો નહિ. અનદાએ દાકતરને બોલાવવા માટે ભાઈના પગ પકડયા, ભાઈનો તિરસ્કાર કર્યો, ભાઈને કડવા વેણ પણ કહ્યાં. છતાં પણ ગોકુળ ફઈબાની ઇચ્છા વિરુદ્ધ દાકતરને બોલાવી શકયો નહિ. ફઈબાને મંત્ર તંત્રને દોરા ધાગા પર વધુ શ્રદ્ધા હતી અને રોગ નિવારણ માટે એવા પ્રયત્ન કરી રહ્યાં હતાં, દાકતરને બોલાવીને ઘરમાં અનાચાર ઉભો કરવાની એમની જરાયે ઇચ્છા નહોતી.

અને એ મંત્ર તંત્રની જાળ ભેદીને ગોકુળની આંખ સામે એની પત્નીએ સૂતિકાગૃહમાં રોગની અનંત યાતનામાંથી મુક્ત થવા, હંમેશના માટે આંખ મીચી દીધી. આ સમયે પત્નીની મૃત શય્યા પાસે બેસીને ગોકુળે હૈયાના બધા આંસુ ઠાલવ્યાં. હાય! સંસારની સઘળી વેદના, સ્વામીની સઘળી ઉપેક્ષા અને જીંદગીની તમામ નિરાશા આજ પર્યંત મૌન વદને સહતી રહેલી પત્ની આખરે એવા ને એવા મૌન સાથે વિદાય થઈ. આ વખતે ગોકુળ પોતાની ધીરજ અને

ગંભીરતાને કોઈપણ ઉપાયે રોકી શકયો નહિ. આ પ્રસંગ પહેલાં કે આ પ્રસંગ પછી કોઈએ કદી પણ ગોકુળને રડતો જોયો નહોતો.

સંસાર પરત્વે જે કંઈ પ્રીતિ અને મમતા જાગી હતી, તે બધાં બંધનો પત્નીના મૃત્યુથી સાવ વેરણ છેરણ થઈ ગયાં, છતાં પણ ગોકુળે સંસાર પરત્વે જરાયે અવહેલના દર્શાવી નહિ.

તે નોકરી કરતો. પૈસા લાવતો, ખાતો પીતો. છતાં આ બધી બાબતમાં એને કશો રસ નહોતો. એ કેવળ કઠ પુતળી માફક કાર્ય કર્યા કરતો. એને જોઈને એમ જ લાગતું કે તે સંસારથી ડરતો ડરતો ચાલે છે. એના માટે જો કોઈ કષ્ટ સહન કરે કે વ્યાકુળ બની જાય તો ગોકુળ પોતાના મનથી ખૂબ ભયભીત બની જતો. તે આવા બધા પ્રસંગોથી પોતાની જાતને બચાવીને જ ચાલતો. ગોકુળની પ્રકૃતિ જોઈને સ્વાભાવિક એમ થતું કે કોઈ સંસાર વિરાગી કર્મયોગી નિર્લિપ્ત ભાવે સંસારનું કાર્ય કરી રહ્યો છે. સંસારમાં એને કોઈ આકર્ષણ નથી રહ્યું.

બંધન વગરના સંસારમાં ગોકુળને એક જ આકર્ષણ હતું. તે નહાની બેન અન્નદા. સઘળા સ્નેહ સંબંધ વિસરી જવા છતાં પણ ગોકુળ અન્નદાનું સ્નેહાકર્ષણ તોડી શકયો નહિ. આ એક જ આકર્ષણ ગોકુળને સંસાર સાથે જોર પુર્વક બાંધી રહ્યું હતું. ગોકુળને બાલ્ય-કાળથી જ નાની બેન અન્નદા પર મમતા હતી. ત્યારપછી જે દિવસે અન્નદા વિધવા થઈને અસહાય ભાવે ભાઈના ઘરનો આશ્રય લેવા આવી, તે દિવસથી અન્નદા પર ગોકુળની મમતા વધારે તીવ્ર બની. વિધવા બેનના દુ:ખ – શોક ભર્યા હૃદયને સાંત્વન આપવા ખાતર ગોકુળનું મન દિનરાત પ્રયત્ન કરવા માંડ્યું, અને અન્નદા પણ સુખદુ:ખને સમાન ભાવે જોનારા ભાઈ ખાતર જાણે સંસારના સઘળાં દુ:ખ – કષ્ટ માથા પર ઝીલી લેવા હંમેશ તત્પર રહેતી.

બીજી વાર લગ્ન કરવાની ગોકુળને જરા પણ ઇચ્છા નહોતી. બહારના લોકો ફરી લગ્ન કરવા માટે ઘણો અનુરોધ કરતા, પરંતુ

ફઈબા કે નાનો ભાઈ આ માટે ગોકુળને જરાય પરેશાન કરતા નહોતા. અન્નદા વારંવાર ભાઈને ફરી પરણવા માટે કહ્યા કરતી. ગોકુળ પણ 'જોઉં છું, થાય છે, આવતે મહિને વાત' વગેરે કહીને બહેનને સમજાવી દેતો. અન્નદા આ માટે ફઈબાને પણ ખૂબ દબાણ કરતી. પરંતુ ફઈબા તો સ્પષ્ટ ભાવે કહી નાખતાં. "વાહ્, લગ્ન કરવાં હોય તો ભલેને કરે. શું હું ના પાડું છું? શું મેં ગોકુળને બાંધી રાખ્યો છે?"

ફઈબાના આવા અભિપ્રાય પછી એક દિવસે અન્નદાએ ભાઈ પાસે જઈને આગ્રહ પુર્વક કહ્યું: "જુઓ મોટાભાઈ, હું – તમારા વાયદાઓ પર વિશ્વાસ નથી કરતી. તમારે ફરીવાર લગ્ન કરવાં છે કે નહિ, એ મને સ્પષ્ટ કહી દો."

ગોકુળે હસીને પ્રશ્ન કર્યો: "શા માટે, કહે જોઉં?"

"શા માટે એટલે? શું પરણ્યા વગર આમ સન્યાસી થઈને જીંદગી વિતાવવી છે?"

"એમાં કોઈ દોષ તો નથી ને? તું નાની બાળ સન્યાસીની થઈને રહી શકે છે. તો હું ત્રીસ વર્ષનો પુરુષ શું સન્યાસી બનીને નહિ રહી શકું?"

ધરતી સામે નજર કરીને અન્નદા બોલી! "હું નારી છું, તમે તો હજી જુવાન છો......"

ગોકુળે હસીને કહ્યું: "શું જુવાન માણસો સન્યાસી ન થઈ શકે?"

હળવા રોષ સાથે અન્નદા બોલી! "ના. મારે તમારા તત્વજ્ઞાનની જરૂર નથી. તમે લગ્ન કરશો કે નહિ, એ કહી દો."

એક નિશ્વાસ નાખીને ગોકુળે કહ્યું: "અનુ, હવે મને ન શોભે."

"વાહ! સાઠ વરસના વૃદ્ધો પણ પરણે છે!"

ગોકુળ મૌન થઈને બેસી રહ્યો. થોડીવાર રહીને અન્નદા બોલી! "ભાઈ, તમારે લગ્ન કરવાં જ પડશે. કહો જોઉં, તમે લગ્ન કરશો કે નહિ?"

"સારું, હું વિચારી જોઈશ. પરંતુ મારા લગ્ન માટે તારે આટલી બધી ચિંતા શા માટે કરવી જોઈએ?"

અન્નદાનો ચહેરો રાગથી લાલ થઈ ગયો. અભિમાન ભર્યા સ્વરે તે બોલી: "મારે શું કામ ચિંતા કરવી જોઈએ? હું તમારી કોણ છું? મને મરવાની જગ્યા નથી એટલે તમારા આશ્રયે આવી છું. મારી ભૂલ થઈ ગઈ, ભાઈ! હવે હું જો તમને આ માટે કદી કહું તો મારું નામ અનુ બ્રાહ્મણી નહિ."

રોષમાં ને રોષમાં ઉતાવળી ગતિથી અન્નદા ચાલી ગઈ. બે ત્રણ દિવસ સુધી તેણે ભાઈ સાથે કશી વાત પણ ન કરી. ભાઈની નજર સામે જવાનું પણ બંધ કર્યું. ગોકુળના મનને ભારે આઘાત થયો.

એક દિવસે અન્નદાને બોલાવીને ગોકુળે કહ્યું: "બેન, મારા ઉપર રીંસ ન રાખીશ. હું એકવાર નહિ પણ સાતવાર લગ્ન કરવા રાજી છું, પણ તું હવે મોઢું સંતાડીને ન રહીશ."

અન્નદાએ ભારમાં રહીને કહ્યું: "સાતવાર લગ્ન કરો કે પાંચવાર કરો, એમાં મને શું? તમારી મરજીની વાત છે. હું તમારી કોણ છું?"

ગોકુળે હસીને કહ્યું: "તું તારી કોણ છે એ કહું? બળ્યા મોની બેન છે?"

અન્નદા બોલી: "હું તો બળ્યા મોની જ છું. મેં તો કહ્યું છે કે, તમને ફરીવાર લગ્ન કરવા માટે હું કંઈપણ કહું તો..."

વચ્ચે જ ગોકુળ હસીને બોલી ઉઠ્યો: "અને હું પણ આ મહિનામાં લગ્ન ન કરું તો મારું નામ ગોકુળ ચક્રવર્તિ નહિ."

અન્નદા મનમા ને મનમા હસી, પરંતુ ચહેરા પર એ આનંદ પ્રગટ થવા ન દીધો.

ત્યાર પછી વૈશાખ માસના અંતમાં ગોકુળ જ્યારે લગ્ન કરીને પાર્વતીને ઘરમાં લાવ્યો, ત્યારે અન્નદાએ હસતા વદને ભાભીનો ભાવ ભર્યો સત્કાર કર્યો.

## ૪

**અન્યાય** એ એવી ખરાબ ચીજ છે કે લોકો એના વિરુદ્ધ એક પણ શબ્દ બોલ્યા વગર રહી શકતા નથી. કોઈ મહાન શત્રુ પ્રત્યે અન્યાય ભર્યું આચરણ થતું જોઈને લોકો હર્ષ વચ્ચે પણ કહેશે કે 'ગમે તેમ પણ અન્યાય થયો છે.' આ માણસની પોતાની વાત નથી. વિવેકબુદ્ધિની સ્વાભાવિકતા છે.

પરણ્યા પછી કેટલાક મહિના પિયરમાં રહીને પાર્વતી જ્યારે સ્વામીગૃહે આવી, ત્યારે તે નવા માણસોનો નૂતન આચાર વ્યવહાર જોઈને આશ્ચર્ય પામી, અને વિરક્ત પણ થઈ. 'વણ બોલ્યા પર વધુ બોજ' એ કહેવતમાં આવું નિષ્ઠુર સત્ય હશે એવી કલ્પના પણ પાર્વતીને નહોતી. પરંતુ આ ઘરમાં પગ મૂકયા પછી હંમેશ આંખ સામે એ સત્ય જોઈ જોઈને એના મનમાં અવ્યક્ત વેદના સજાગ બની.

પાર્વતી પોતાના સ્વામીને ચાહે છે, એટલે એના મનમાં આ વેદના થઈ રહી છે એમ નહોતું. હજી સુધી તે પોતાના સ્વામીને પ્રસન્ન દ્રષ્ટિએ જોઈ પણ શકી નહોતી; એના મનમાં તો સ્વામી પ્રત્યે કંઇક વિરક્તિ રહ્યા કરતી. પોતાના મનની વિરક્તિ ખુલ્લી રીતે પ્રગટ ન કરવા છતાં યે એના શબ્દોમાં ને કાર્યમાં એ વિરક્તિ જણાઈ આવતી. લગભગ બે ત્રણ મહિનાથી તે આવી હતી, સ્વામી સાથે વાતો પણ થઈ હતી, પરંતુ મન ખોલીને એક પણ વાત કરી શકાઈ નહોતી. ગોકુળ વાત કરવા જતો ત્યારે તે મોઢું ફેરવી લેતી, અથવા અણગમા ભર્યા મનથી ટૂંકો ઉત્તર વાળી દેતી. ગોકુળ આદર કરવા જતો ત્યારે તે નાકનું ટેરવું ચડાવીને ગંભીર ઉપેક્ષા દર્શાવતી. આમ હોવા છતાં પણ ગોકુળ ઉપર ઘરના માણસોનું અન્યાય ભર્યું

આચરણ જોઈને પાર્વતીના મનમાં વ્યથા થવા માંડી, આ મનોવ્યથા પ્રેમ ખાતર નહોતી પરંતુ પ્રકૃતિદત્ત વિવેક ખાતર હતી !

પાર્વતીના મનમાં વારંવાર થતું કે ઘરના માણસોને એકવાર સ્પષ્ટ શબ્દોમાં કહેવું જોઈએ, 'તમે બધા આવા શાંત માણસ પર શામાટે આવો અત્યાચાર કરી રહ્યા છો ?' પરંતુ પોતે બે ત્રણ માસથી જ અહિં આવેલી એટલે ગૃહિણીપણું બતાવવાનું સાહસ કરી શકી નહિ. શરમ અને સંકોચથી એનું મન પાછું પડતું.

એક શનિવારે પાર્વતીએ જોયું, ગોકુળ અને અમુલ્ય બંને એક સાથે ઘેર આવ્યા. અમુલ્ય માટે ગરમ પાણી, સાબુ, ટુવાલ, વસ્ત્રો વગેરે તૈયાર હતું. અમુલ્યે હાથ પગ ધોઈને વસ્ત્રો બદલાવ્યાં. નાની વહુએ ઘુમટો તાણીને હોકાની ચલમમાં તમાકુ ભરી દીધી. અમુલ્ય અંદરના ખંડમાં બેસીને હોકો પીવા માંડયો. ત્યારપછી થોડો નાસ્તો કરી પગમાં ચમકદાર જોડા પહેરી પાન ચાવતો ચાવતો અમુલ્ય ફરવા માટે બહાર નીકળી ગયો.

અને ગોકુળ......

એને તો પોતાના વસ્ત્રો પણ ન જડયાં. ચારે તરફ શોધખોળ કર્યા પછી એક ખૂણામાં પડેલું મેલું પંચીયું લઈને તે હાથપગ ધોવા તલાવડીએ ગયો. તલાવડી પરથી આવી, હાથમાં હોકાની ચલમ લઈ તમાકુ શોધવા લાગ્યો. પણ તમાકુ ન મળી, ડબલું સાવ ખાલી હતું. ગોકુળે તરત ચાકરને બુમ મારી. ફઈબાએ આવીને કહ્યું : "રામુ અત્યારે ગાયની વ્યવસ્થા કરવા ગયો છે. બજારમાં જઈને એક પૈસાની તમાકુ લઈ આવ."

ગોકુળે ચલમ નીચે મૂકતાં કહ્યું : "સારું, પૈસો આપો."

ફઈબાએ ગોકુળના હાથમાં ત્રણ આના મૂકતાં કહ્યું : "સાથે સાથે ઘી, મેંદો ને પાન પણ લેતો આવજે."

અન્નદા બાજુમાં જ ઉભી હતી. તેણે પ્રશ્ન કર્યો : "મેંદો ને ઘી શામાટે ફઈબા ?"

ફઈબાએ કહ્યું : "અમુલ્ય માટે થોડી મેંદાની પુરી કરી દેવી છે. ગયે શનિવારે એકલા ભાત કર્યાં હતા તે કેવો ખીજાઈ ગયો હતો ? કલકત્તામાં શું રાતે કોઈ એકલા ભાત ખાતું હશે ?

"ત્યારે શું ખાય ?" અન્નદાએ પ્રશ્ન કર્યો.

"કલકતામાં ખાવાની કયાં ઓછી સગવડતા છે ! પુરી, કચોરી, મીઠાઈ વગેરે પૈસા આપીને જે ચાહે તે મળી શકે."

હળવા હાસ્ય સાથે અન્નદા બોલી : "પૈસા આપો તો અહિં પણ બધું મળી શકે ફઈબા !"

ફઈબાએ અન્નદા પ્રત્યે રોષભરી દ્રષ્ટિ કરી. ગોકુળ ચુપચાપ બજારમાં ચાલ્યો ગયો.

પાર્વતીએ રસોડામાં બેઠાં બેઠાં સઘળું જોયું–સાંભળ્યું. રોષથી એનો દેહ કંપી ઉઠ્યો. જે માણસ ઘરમાં જરાયે ઉપયોગી નથી એના સુખ માટે બધાના મનમાં આટલી ચિંતા છે, અને જે માણસ માથાનો પસીનો પગ સુધી લાવી, મુઠીઓ ભરી ભરીને પૈસા આપે છે અને ઘરના બધા માણસોનું પોષણ કરે છે, તે માણસ સામે કોઈ નજર પણ કરતું નથી ! જાણે ઘરના ચાકર કરતાં પણ એ અધમ લાગે છે ! થાકયા પાકયા ઘરમાં આવે છે ત્યારે એને તમાકુ પણ નથી મળતી ! પાર્વતીને ખબર હતી કે અમુલ્યના ઓરડામાં કલકતાથી મંગાવેલી સારી તમાકુ સાચવી રાખી હતી, પરંતુ એમાંથી જરા જેટલી તમાકુ આપવાની કોઈને ઇચ્છા ન થઈ. આવા ઘૃણિત પક્ષપાતથી પાર્વતી એક તરફ ઘરના માણસો પર રોષે ભરાણી અને બીજી તરફ શાંત સ્વામી પ્રત્યે સહાનુભૂતિની નજરે જોવા લાગી.

અન્ય એક દિવસે સંધ્યા સમયે કચેરીમાંથી આવીને ગોકુળે

ફઈબાને કહ્યું: "આજ મારું શરીર બરાબર નથી એટલે હું રાતે ભાત નહિ ખાઉં."

ફઈબાએ પ્રશ્ન કર્યો: "ત્યારે તું શું જમીશ?"

ગોકુળે કહ્યું: "બીજું જે કંઈ હશે તે......"

ફઈબાએ કહ્યું: "જે કંઈ શું હોય, તારે જે ખાવું હોય એ કહી નાખને. પુરી ખાવી હોય તો મેંદો ને ઘી મંગાવવા પડશે. એ ત્રણ આનાથી ઓછો ખરચ નહિ થાય. હમણાતો હાથ પણ ખેંચમાં રહે છે."

ગોકુળે શાંતિથી કહ્યું: "ના ના ઘી મેંદાની કશી જરૂર નથી. થોડા મમરા ખાઈને પાણી પી લઈશ."

હાથ પગ ધોઈ, સંધ્યા પતાવી ગોકુળ પોતાના ઓરડામાં ગયો ત્યારે પાર્વતીએ આવીને પૂછ્યું: "તમારે શું ખાવું છે?"

"બીજું શું ખાય! એક મુઠી મમરા......"

વચ્ચે જ પાર્વતી બોલી ઉઠી: "મમરા શામાટે ખાવા જોઈએ?"

વાતનો મર્મ ન સમજતાં ગોકુળ પત્નીના ચહેરા સામે જોઈ રહ્યો. પાર્વતી બોલી: "એ ત્રણ આનાના પૈસા મને આપી શકશો?"

માથું ખંજવાળતાં ખંજવાળતાં ગોકુળે કહ્યું: "પૈસા? પૈસાને તું શું કરીશ?"

"મેંદો ને ઘી મંગાવીશ."

જરા હસીને ગોકુળે કહ્યું: "પાગલ નહિ તો!"

પાર્વતીએ ગંભીર સ્વરે કહ્યું: "ભલે હું પાગલ રહી. મને એ ત્રણ આના આપો."

મ્લાનવદને ગોકુળે કહ્યું: "હું ક્યાંથી આપું!"

"કેમ, શું તમે કમાતા નથી?"

" હું જે કંઈ મેળવું છું એ તો ફઈબાને જ આપી દઉં છું. "

" બે ચાર આના જેટલા પૈસા પણ હાથમાં નથી રાખતા ? "

મૃદુ હાસ્ય સહિત ગોકુળ બોલ્યો : " એક પાઈ પણ નહિ ! "

" હવેથી રાખશોને ? "

" એવી શી જરૂર છે ? પણ તારે જો જરૂર હોય તો... "

સ્વામી ઉપર એક રોષભર્યો કટાક્ષ કરીને પાર્વતી બોલી : " મારે કશી જરૂર નથી. " કહીને તે વંટોળ માફક ઓરડામાંથી બહાર નીકળી ગઈ.

ત્યાર પછી એક દિવસે કચેરીએથી આવીને ગોકુળે જોયું તો તેના માટે પંચીયું, ટુવાલ, કપડાં વગેરે વ્યવસ્થિત ગોઠવાયાં હતાં. પંચીયું ખભે લઈને હાથપગ ધોવા તલાવડી પર જવા માટે તે તૈયાર થયો. ત્યાં અન્નદાએ આવીને કહ્યું : " ભાઈ, તલાવડીએ શામાટે જાઓ છો ! મારી ભાભીએ ચોકડીમાં ગરમ પાણી તૈયાર રાખ્યું છે. "

હસતા હસતા ગોકુળ બોલ્યો : " ગાંડી નહિ તો ! એટલા પાણીથી શું હાથપગ ધોઈ શકાય ? "

ગોકુળ તલાવડી તરફ ચાલ્યો ગયો. અન્નદા પોતાના મનથી બોલી : " ભાઈ પણ અજબ છે. "

પાર્વતી રસોડામાં બેઠી બેઠી રસોઈની તૈયારી કરી રહી હતી. ગોકુળ હાથપગ ધોઈને આવ્યો કે તરત તે વ્યસ્ત ભાવે ઉભી થઈ ગઈ. નાની વહુએ પ્રશ્ન કર્યો : " ક્યાં જાઓછો બહેન ? "

પાર્વતીએ મૃદુ સ્વરે કહ્યું : " તમાકુ ભરીને આવું છું. "

ફઈબા રસોડામાં જ બેઠાં હતાં. પાર્વતીના શબ્દો કાન પર

અથડાતાં જ તેઓ તીવ્ર સ્વરે બોલી ઉઠયાં : "તમાકુ ભરી દેવાની શી જરૂર છે ? એના હાથે શું નહિ ભરી લ્યે ? શું ગોકુળ શેઠ બની ગયો છે ?"

પાર્વતી ફઈબાના આ તીવ્ર પ્રશ્નો સહી શકી નહિ. તેણે મૃદુ છતાં મક્કમ સ્વરે કહ્યું : "આ ઘરમાં શું અન્ય કોઈ શેઠ નથી કે ?"

પાર્વતી ચાલી ગઈ. નાની વહુએ ફઈબા સામે જોઈને કહ્યું : "આ હું તમારા દિકરાને તમાકુ ભરી દઉં છું ને...ફઈબા."

"ઓ હો ! એટલે તમાકુ ભરવા દોડી !" ફઈબાએ જરા વ્યંગમાં કહ્યું.

પાર્વતીએ ઓસરીમાં આવીને તમાકુ ભરવા માટે હોકાની ચલમ લીધી. ગોકુળે આશ્ચર્ય ભર્યા ભાવે પત્ની સામે જોઈને કહ્યું :

"તું શા માટે તમાકુ ભરવા જાય છે ? ના ના, રહેવા દે. એતો હું ભરી લઈશ."

પાર્વતીએ તીવ્ર નજરે એકવાર સ્વામી સામે જોયું, ત્યાર પછી ચલમ હડસેલીને તે ઊતાવળે પગલે રસોડામાં ચાલી ગઈ. નાની વહુ મોઢા આડું લુગડું રાખીને હસી પડી. પાર્વતી દાંત પીસીને પોતાના કામે વળગી.

બહારથી ગોકુળ બોલી ઊઠયો : "લે...ચલમનો તો સાવ ભુક્કો કરી નાખ્યો ! હવે મારે તમાકુ શેમાં ભરવી ?"

ફઈબાએ રોષથી ચિત્કાર કરીને કહ્યું : "મારા કપાળમાં ભર. હું તને ચલમ લેવા માટે રાતી પઈ પણ નહિ આપું. જેણે ફોડી હોય, તે એના બાપના ઘેરથી લાવી દેશે."

સહાસ્ય વદને ગોકુળ બોલ્યો : "અને તે પણ અત્યારે ! ફઈબા, અત્યારે તો તમે એકાદ પૈસો આપો...ચલમ તો લઈ આવું."

રાતે પાર્વતી સૂઈ રહેવા ગઈ ત્યારે ગોકુળે કહ્યું : "આ જ

આ બધું શું છે પારૂ? પગ ધોવા માટે પાણી તૈયાર રાખ્યું હતું... ચલમ ભરવા આવી હતી..."

પાર્વતીએ અભિમાન ભર્યા સ્વરે કહ્યું: "મારી ભૂલ થઈ ગઈ હતી. અત્યારે તમારા પગમાં માથું મૂકીને કહું છું કે એક પૈસો આપીને મને આ મહેણાંમાથી બચાવી લો."

ખરેખર પાર્વતીએ ગોકુળના પગમાં મસ્તક નમાવ્યું. ગોકુળે વ્યસ્ત ભાવે પાર્વતીને ઉભી કરતાં કહ્યું: "આ શું કરી રહી છે પારૂ?"

બંને હાથવતી મોઢું દબાવીને પાર્વતી શય્યા પર મોઢું છૂપાવીને પડી.

## ૫

"હેં ભાભી!"

"કેમ અનુ બેન..."

"સાચું કહેશો?"

"જો છૂપાવવા જેવું નહિ હોય તો."

"મારા ભાઈ તમને ગમતા નથી;–ખરું ને?"

મૃદુ હાસ્ય સહિત પાર્વતીએ સામો પ્રશ્ન કર્યો: "તમને ગમે છે?"

અન્નદા પાર્વતીનો ચોટલો ઓળી રહી હતી. તેણે કેશગુચ્છ પર મૃદુ આંચકો મારતાં કહ્યું: "મોત બીજું શું! મારો તો મા જણ્યો ભાઈ છે, મને વળી ગમવા નગમવાનું શું હોય?"

હસતા હસતા પાર્વતી બોલી: "ત્યારે ગમતું નગમતું એ શું કેવળ મારા જ માટે છે?"

"તમારા સ્વામી છે..."

"સાચે...?"

"સાચું કે ખોટું, એતો તમે જાણો..."

પાર્વતીએ કહ્યું: "હું તો જાણું છું, મારા..."

ગાલ પર મૃદુ ટાપલી મારીને અન્નદા જરા રોષ ભર્યા ભાવે બોલી: "તમારું કપાળ! આમ તો વાતો કરવાની ખૂબ આવડત દેખાય છે."

હસતા વદને પાર્વતીએ પ્રશ્ન કર્યો: "ત્યારે કઈ ખામી દેખાય છે?"

"માત્ર મારા ભાઈ પર પ્રેમ રાખવામાં."

પાર્વતીએ હસીને કહ્યું: "એ વસ્તુ મારી જન્મકુંડળીમાં જ નથી લખી."

"ત્યારે તો મને લાગે છે કે તમે શેમળાના ફુલ છો."

"હું તો આવળનું ફુલ થવામાં પણ રાજી છું." પાર્વતી હસી.

અન્નદાએ કહ્યું: "તોય શું તમે જરા પણ પ્રેમ ન રાખી શકો?"

પાર્વતીએ ચટ દઈને કહી નાખ્યું: "પ્રેમ રાખી શકાય એવા હોત તો જરૂર રાખત."

અન્નદાએ કેશગુચ્છ અળગા કરી, પાર્વતીના ચહેરા સામે તીવ્ર નજરે દ્રષ્ટિ સ્થાપતાં ચીડાઈને પુછ્યું: "શું કહો છો?"

પાર્વતી નીચું જોઈને બેસી રહી. અન્નદાએ ક્રોધ ભર્યા સ્વરે કહ્યું: "મારા ભાઈ શું તમારા પ્રેમને યોગ્ય નથી?"

પાર્વતીએ મોઢું ઉંચુ કરી જરા રૂક્ષ સ્વરે કહ્યું: "તમારા ભાઈ તમારી પાસે ઘણા મહાન હોઈ શકે, પરંતુ અન્યની સામે પણ એવા હોય કે?"

અન્નદાએ રોષથી કપાળ સુધી આંખો ચડાવીને કહ્યું: "અન્ય કોણ? તમે એના પત્ની છો, શું તમે પર છો?"

હળવા શ્લેષ ભર્યા હાસ્ય સહિત પાર્વતી બોલી: "પોતાના હોય એવું તો કશું જોઈ શકતી નથી."

"આંખો હોય તો જોઈ શકોને!"

અન્નદા ડાબા હાથે વાળની લટો પકડીને જમણા હાથે જોરથી કાંસકી ફેરવવા માંડી. પાર્વતી બોલી: "જુઓ અનુ બેન, તમારા પ્રેમના ધક્કાથી મારો ચોટલો ખરી ન પડે!"

અન્નદા શરમાઈ ગઈ. તે મૌન વદને ધીરે ધીરે કાંસકી ફેરવવા માંડી.

થોડી વાર મૌન રહીને પાર્વતી બોલી: "રીસ ચડીને બહેન?"

અન્નદાએ કહ્યું: "તમારી વાત સાંભળીને મરેલા માણસને પણ રીસ ચડે."

મૃદુ હાસ્ય સહિત પાર્વતી બોલી: "પરંતુ જેના માટે તમે આટલી બધી ચિંતા કરો છો, એના મનમાં તો કદી રીંસ થતી નથી."

અન્નદા બોલી: "કોણ, મારાભાઈ? એના મનમાં રીંસ રહી શકે કે?"

શ્લેષ ભર્યા સ્વરે પાર્વતીએ કહ્યું: "માણસ હોય તો રીંસ કરેને!"

અન્નદાએ કહ્યું: "મારા ભાઈ તો ભવ્ય માણસ છે."

પાર્વતી બોલી: "કેવળ બે હાથ, બે પગ લઈને બે વખત ગમે તેમ પેટ ભરતા હોય એથી માણસ ન કહેવાય."

અન્નદાએ ચીડાઈને કહ્યું: "ત્યારે શું બધાને તરછોડી કેવળ પોતાના જ પેટનો વિચાર કરે અને પોતાના જ સુખને સાચવી રાખે એ માણસ કહેવાય?"

પાર્વતી મૌન રહી.

અન્નદા બોલી: "જુઓ ભાભી, પશુ પંખી પણ કેવળ પોતાના સ્વાર્થનો વિચાર નથી કરતાં, આતો માણસ છે. પોતાના સુખનો ત્યાગ કરી પારકાના સુખની ચિંતા કરવી એ જ સાચી માનવતા કહેવાય. મારા ભાઈ માણસ છે, ભવ્ય માણસ છે."

આનંદના ગર્વથી અન્નદાનું વદન ઉજ્વળ બની ગયું. પાર્વતીએ એ દિશા તરફ લક્ષ્ય ન કરતાં કહ્યું: "સાધુ સન્યાસી માફક ખરું ને?"

અન્નદાએ કહ્યું: "હા. એ રીતે."

પાર્વતી ઘડીક નીરવ રહીને ધીરે ધીરે બોલી: "તો પછી બ્હેન, આવા સાધુ સન્યાસીએ ફરી વાર પરણવું ઉચિત નહોતું."

અન્નદાએ હસીને કહ્યું: "કપાળ મારું! મારા ભાઈ ફરીવાર પરણવા ઇચ્છતા જ નહોતા."

"તો પછી શા માટે પરણ્યા?"

"મારા ટકટકારાથી. મેં જ એમને પરાણે બાંધીને પરણાવ્યા છે."

મૃદુ હાસ્ય સાથે પાર્વતી બોલી: "તમે એમને પરાણે પરણાવ્યા

છે, હું તમારા પર પ્રેમ રાખુ છું, પછી તમે મારા પર શા માટે રીસ કરો છો?"

"એટલે શું પતિ ઉપર પ્રેમ ન રાખવો?"

"પતિને એની ઇચ્છા નથી."

"એ શું તમારી પાસેથી પ્રેમ ચાહશે? કપાળ તમારું! એતો જગતમાં કોઈ પાસેથી કશું ચાહતા નથી."

"જે માણસને જે વસ્તુની જરૂર નથી એ માણસને એ વસ્તુ પરાણે દેવાથી શો લાભ?"

ઉત્તેજીત સ્વરે અન્નદા બોલી: "લાભ એ કે તમારો જન્મ સાર્થક થશે. તમે હિંદુના ઘરની પુત્રી છો, તમારે અન્ય દેવતા છેજ નહિ, પતિ એ જ તમારા પ્રભુ છે. સ્વામી પર પ્રેમ રાખવો, સ્વામીની સેવા કરવી, એ જ તમારું સ્વર્ગ છે."

હસતા હસતા પાર્વતી બોલી: "ત્યારે તો મને લાગે છે કે મારા ભાગ્યમાં નરક જ રહ્યું છે."

અન્નદા ચીડાઈને બોલી: "તમારા જેવાં પાપીને તો નરકમાં પણ સ્થાન નથી, પણ જુઓ ભાભી, તમારું આ તેજ સદાય રહેવાનું નથી. તમે હિંદુના ઘરની કન્યા છો, ગમે તેમ પણ એક દિવસે તમારે સ્વામીના ચરણમાં માથું નમાવવું જ પડશે, એ હું કહી રાખું છું."

"એ બધું ત્યારે જોયું જશે." કહીને પાર્વતી મોઢા સામે અરીસો રાખીને ચોટલો બરાબર ઓળાયો છે કે નહિ, એ જોવા લાગી.

પાર્વતીના કપાળમાં ચાંદલો કરી અન્નદા રોષ ભર્યા ભાવે ઉભી થઈ ગઈ. પાર્વતીએ એક નિશ્વાસ નાખીને પ્રસાધનનો સરંજામ વ્યવસ્થિત કર્યો.

તે દિવસે સાંજના ઘેર આવીને ગોકુળ સૂઈ ગયો. અન્નદાએ આવીને પૂછ્યું: "કેમ સૂઈ ગયા ભાઈ?"

"અમસ્થો. શરીર જરા તૂટે છે ને માથું કંઈક ભારે લાગે છે."

અન્નદાએ ભાઈના કપાળ પર હાથ મૂકીને તરત કહ્યું. "ઓ મા, કપાળ તો ધખી રહ્યું છે. તમને તાવ આવ્યો લાગે છે ભાઈ."

મૃદુ હાસ્ય સહ ગોકુળે કહ્યું: "તાવ? તે હશે."

અન્નદા બોલી: "હશે શું? ભયાનક જ્વર દેખાય છે. જઈને મારી ભાભીને મોકલું છું."

વ્યસ્ત ભાવે ગોકુળ બોલ્યો: "એ આવીને શું કરશે?"

અન્નદા બોલી: "તમારા હાથપગ દબાવશે, જરા માથું પણ દબાવશે."

"ના, ના, એવી કશી જરૂર નથી."

અન્નદા બોલી: "તમને વળી કઈ બાબતની જરૂર હોય છે ભાઈ? હું મારી ભાભીને મોકલું છું,"

ગોકુળે વ્યગ્રસ્વરે કહ્યું: "દયાકર અનુ, એને બોલાવવાની જરૂર નથી. નહિ તો હું બેઠકમાં જઈને સૂઈ રહીશ."

અન્નદાએ વ્યથાભર્યા સ્વરે કહ્યું: "ના ભાઈ તમારે બેઠકમાં જઈને સૂઈ રહેવું નહિ પડે. અહિંજ સૂઈ રહો. હું આજ મારા ભાભીને અહિં આવવા જ નહિ દઉં."

ગોકુળ ઉભો થવા જતો હતો, પાછો સૂઈ ગયો. અન્નદાના મનમાં થયું, ગમે તેમ પણ માણસ છે! ખરેખર ભાભીનો પણ શો દોષ?

દ્વાર તરફ જોતાંજ અન્નદા જોઈ શકી, પાર્વતી દ્વાર સામે ઉભી ઉભી હળવું હસી રહી હતી. અન્નદા માથું નીચું કરીને ઘરમાંથી બહાર ચાલી ગઈ.

# ૬

અન્નદાએ બરાબર કહ્યું હતું, 'પાર્વતી હિંદુ ઘરની પુત્રી છે.' પાર્વતી પણ આ સત્ય નહોતી સમજતી, એમ નહોતું. એનામાં પ્રાણ હતો, હૃદય હતું, એ હૃદયમાં ભક્તિ હતી, પ્રેમ હતો, સ્નેહ, મમતા, કોમળતા બધું હતું. પરંતુ તપ્ત થયેલી મરુભૂમિપર પડતું જળબિંદુ જે રીતે વધુ સમય પોતાની આર્દ્રતા ન જાળવી શકે, એ રીતે પાર્વતીના હૃદયની વૃત્તિઓ પણ સ્થાઈ થઈ શકતી નહિ. એકતો પાર્વતીનું ઘડતર અનોખું હતું. એની પ્રકૃતિ નિરાળી હતી એનું તેજ ભારે હતું. 'રાજમુગટ ધારણ કરી શકે એવું પોતાનું રૂપ છે.' એવી માન્યતા એનામાં બાલ્યકાળથી જ દૃઢ થઈ હતી. રાજમુગટના બદલે એ રૂપને એક ગરીબના આંગણાની ધૂળમાં રજોટાવું પડયું. આ પરિસ્થિતિમાં પોતાના પુર્વ સંસ્કારો ભૂલી જઈ, નૂતન જીવન ઘડવાનું કાર્ય પાર્વતીની પ્રકૃતિ સામે અતિ કઠિન હતું. અને પાર્વતી કોના પર ભક્તિ કરે? કોના પર પ્રેમ રાખે? જે પતિને પત્નીના પ્રેમની, આદરની કે ભક્તિની ભૂખ નથી, તે પતિ ઉપર એ કયા ભાવથી પ્રેમ અને ભક્તિ પોષી શકે? પ્રેમ અને ભક્તિ દાખવવા જઈને શું ઉપેક્ષાના તીવ્ર ફટકા સહન કરવા? જે દેવતાને એની પૂજાની પ્યાસ નથી, એ દેવતાની પૂજા કરવામાં આત્મસંતોષ કેવી રીતે મેળવવો? પ્રેમભક્તિથી ભરેલો પોતાનો જીવન–ઉપહાર દેવતાના પગતળે પીસાતો જોઈને શું હૈયાની વ્યથા વધુ ઉગ્ર ન બને?

પાર્વતી નહોતી જાણતી, પૂજારીનું લક્ષ્ય કેવળ પૂજા જ છે, એમાં જ એનું સુખ છે. દેવતાની પ્રસન્નતા કે અપ્રસન્નતામાં એની

કોઈ ક્ષતિ–વૃદ્ધિ નથી. પૂજારી દેવતાનો વિચાર નથી કરતો, દેવતાની પૂજાનો જ વિચાર કરે છે. દેનારને મેળવવાની તમન્ના કદી ન હોય.

આટલું બધું ન સમજવા છતાં પણ પાર્વતીનું નારી હૃદય સ્વાભાવિક રીતે સ્વામી ઉપર જે કંઈ શ્રદ્ધા ભક્તિ દાખવવા જતું હતું. સ્વામીનો વ્યવહાર જોઈને ધીરે ધીરે એ પ્રવૃત્તિનો લોપ થવા માંડ્યો. આથી તે સુખી થતી હતી, એમ નહોતું. એના હૈયામાં તો વિષમ દાહ ઉપસ્થિત થઈ રહ્યો હતો. મનની સ્વાભાવિક પ્રવૃત્તિ સામે અવરોધ ઉભો થાય તો કોના હૈયે બળતરા ન પ્રગટે? પારૂનો ઉરદાહ ધીરે ધીરે ક્રોધમાં પરિણત થયો, ધીરે ધીરે હૈયું કઠોર થવા માંડ્યું.

નાની વહુ સાથે પાર્વતીને કોઈ પ્રકારનો અણબનાવ નહોતો. પાર્વતી કંઈક લખતા વાંચતા જાણતી હતી. લગભગ હંમેશ બપોરના સમયે તે નાની વહુ પાસે બેસીને પુસ્તકો વાંચતી. જે દિવસે રામાયણ મહાભારતનું વાંચન થતું, તે દિવસે અન્નદા પણ સાંભળવા બેસતી. પરંતુ જે દિવસે નાટક કે નવલકથા વંચાતી, તે દિવસે અન્નદા બસુના ઘેર બેસવા જતી. અમુલ્યે નાટક નવલકથાના ઘણા પુસ્તકો એકઠાં કર્યાં હતાં. એ બધાં વાચીને પાર્વતી નાની વહુને સંભળાવતી.

આજ શનિવાર હતો. એક નવલકથા વંચાતી હતી. પુસ્તકનો કથા પ્રવાહ જ્યારે બરાબર જામવા માંડ્યો, ત્યારે એકાએક નાની વહુએ ઉભા થઈને ફળીમાં તડકા સામે જોયું. પાર્વતીએ પ્રશ્ન કર્યો: "કેમ, ક્યાં જવું છે?"

નાની વહુએ કહ્યું: "આજ રહેવા દો બહેન, સમય થઈ ગયો છે."

પાર્વતીએ કહ્યું: "હજી તો ઘણો સમય છે. થોડુંક તો સાંભળો."

"ના બેન, આજ શનિવાર છે, એ ઘેર આવશે."

"વાહ! તે ભલેને ઘેર આવે!"

નાની વહુએ જરા શંકિત સ્વરે કહ્યું: "એના આવ્યા પહેલાં કામ પતાવી લઉં, તમે તો જાણો છો કે એમના રોફનો પાર નથી! ટસમાંથી મસ ન થવું જોઈએ."

પાર્વતીએ ખીજાઈને કહ્યું: "જાઓ ત્યારે, હું એકલી જ વાંચીશ."

નાની વહુ ચાલી ગઈ; પાર્વતી મનમાં મનમાં વાંચવા લાગી. પરંતુ એને વધુ વાંચવું ગમ્યું નહિ. થોડું વાંચીને ચોપડી બંધ કરી. ત્યારપછી હાથમાં ચોપડી રાખીને બારીમાંથી બહાર જોતી બેસી રહી. 'એમના રોફનો પાર નથી' એ નાની વહુના શબ્દો પાર્વતીના મનમાં કાંટાની માફક ખટકવા લાગ્યા. આ શબ્દો પાછળ કેટલો શ્લેષ અને વ્યંગ છે, એનો વિચાર જેમ જેમ ઉંડો ઉતરતો ગયો તેમ તેમ મનમાં ઉગેલા કંટકો ભાલા માફક હૃદય પર આઘાત કરવા માંડ્યા. નાની વહુના સ્વામી પણ માણસ છે. પરંતુ બંને વચ્ચે કેટલો તફાવત છે! એક માણસ આનંદ આરામ લઈ, પ્રેમ આપીને પ્રેમને સત્કારી સુખમય જીવન વિતાવે છે અને બીજો માણસ સુખ-દુઃખમાં ઉદાસિન રહી, બધાની ઘૃણા અને લાંછના સ્વીકારી, વનના પશુ માફક જીવન વિતાવવું પસંદ કરે છે. એ તે કેવા માણસ છે કે જેને આ ઘરની નાની વહુ પણ વ્યંગમાં કહેતાં અચકાતી નથી. પાર્વતીનું હૃદય ઘૃણા અને શરમથી ભરાઈ ગયું. દાંત વચ્ચે હોઠ પીસીને તે સ્તબ્ધ શ્વાસે બેસી રહી.

પાર્વતી સ્વામીના એક બે આવશ્યક કાર્યો કરતી, પણ ધીરે ધીરે તેણે એ કામ પણ છોડી દીધાં. કામ છોડવાની ઇચ્છા નહોતી, પણ રાગદ્વેષ વગરના સ્વામીને વધુ ચીડવવા માટે જ જાણે છોડી દીધાં. પરંતુ તે ગોકુળને ચીડવી શકી નહિ.

પાર્વતી રાતે સ્વામી માટે પાન–પાણી વગેરે મૂકી રાખતી;

ગોકુળ ભોજન કરીને ઓરડામાં જઈ પાન–પાણીનો ઉપયોગ કરી સૂઈ જતો. પરંતુ કેટલાક દિવસો પછી ગોકુળે ઓરડામાં પાન–પાણી ન જોયાં. તો પણ તેણે કોઈને કશું કહ્યું નહિ. જે દિવસે તૃષા લાગતી તે દિવસે પાણીયારે જઈને તે પાણી પી લેતો.

એક દિવસે ભોજન પછી પાન ચાવતી ચાવતી હાથમાં તૈયાર પાન લઈને પાર્વતી ઓરડામાં ગઈ. ગોકુળ આડે પડખે પડ્યો હતો. તેણે પૂછ્યું: "પાન લાવી છે પારૂ?"

પાર્વતીએ એકદમ હાથમાંનું પાન પોતાના મોઢામાં મૂકીને કહ્યું: "પાન નથી."

ગોકુળે કહ્યું: "નથી? સંધ્યા વખતે તો હું પાન લેતો આવ્યો હતો."

નયનો વક્ર કરી તીવ્ર સ્વરે પાર્વતી બોલી: "તે લાવ્યા હશો, ખવાઈ ગયાં છે. અમુભાઈને રાતે ચાર પાંચ પાન વગર ચાલતું નથી, એ શું તમે નથી જાણતા?"

મૃદુ હાસ્ય સહિત ગોકુળ બોલ્યો: "એ ખરું છે, અમુને વધારે પાન જોઈએ છે."

કેવું આશ્ચર્ય! આથી પણ આને ક્રોધ ન ચડ્યો, અને હાસ્ય આવ્યું! આ શું માણસ છે? પશુ પણ આટલી ઉપેક્ષા સહન કરી શકે નહિ. પાર્વતીના બંને નયનો જાણે પ્રજળી ઉઠ્યાં.

ગોકુળે કહ્યું: "આજ પાણી પીવું ભૂલી ગયો છું. એક પ્યાલો પાણી લાવી આપીશ?"

પાર્વતીએ ધડ દઈ ઓરડાનું કમાડ બંધ કરી પુરુષ કંઠે કહ્યું: "ઉભા થઈને પી આવોને. હું હવે લેવા નથી જતી."

પાર્વતી દાંત કચકચાવીને શય્યા પર લેટી પડી. ગોકુળે પંખા વતી દીવો બુઝવી નાખ્યો.

મધરાતે નિદ્રા ઉડી જતાં પાર્વતીએ જોયું તો, પસીનાથી પોતાના વસ્ત્રો ભીંજાઈ ગયાં હતાં; સ્વામી માથા પાસે બેસીને પંખા વડે પવન નાખી રહ્યા હતા. પાર્વતી એકદમ બેઠી થઈ ગઈ. ગોકુળે કહ્યું: "કેમ બેઠી થઈ પારૂ ?"

તીવ્ર સ્વરે પાર્વતી બોલી: "પવન નાખવાનું તમને કોણે કહ્યું છે?"

કોમળ મધુર સ્વરે ગોકુળ બોલ્યો: "પાગલ નહિ તો! કહે વળી કોણ ? પસીનાથી તું નીતરી રહી છે. બહુ ગરમી છે, સૂઈ જા, હું પવન નાખું છું."

પાર્વતીએ સ્વામીના હાથમાંથી પંખો ખેંચી લઈને દૂરના મેજ પર નાખ્યો. ત્યારપછી બંને હાથે મોઢું ઢાંકીને સૂઈ ગઈ. બાજુમાં ગાલ પર હાથ રાખીને ગોકુળ બેસી રહ્યો.

એકાએક દબાયેલા રૂદનનો સ્વર સાંભળીને ગોકુળ શાંત સ્વરે બોલ્યો: "પારૂ!"

પાર્વતી નિરુત્તર રહી, ગોકુળે પૂછ્યું: "તું રડે છે પારૂ ?"

બીછાનામાં મોઢું દબાવીને પાર્વતીએ ભરેલા સ્વરે કહ્યું: "ના."

ગોકુળે પત્નીના કપાળ પર હાથ મૂકીને શાંત કોમળ સ્વરે કહ્યું: "શું થયું છે પારૂ ?"

સ્વામીના હાથને બળપૂર્વક દૂર કરીને પાર્વતીએ રોષ ભર્યા સ્વરે કહ્યું: "જુઓ, આમ મને પજવશો તો હું નીચે જૂદી પથારી કરીને સૂઈ જઈશ."

ગોકુળે પોતાનો હાથ સેરવી લઈ, શય્યાના ખૂણા પર પડખું ફેરવ્યું.

૭

**પતિ**–પત્ની વચ્ચે દામ્પત્ય પ્રણયનું રજમાત્ર અસ્તિત્વ નહોતું, છતાં પણ ફઈબાની નજરે બંનેનો પ્રેમ અગાધ દેખાતો; અને એ જોઈને દરેક ગૃહિણીની માફક એમના નયનોમાં પણ કણું ખુંચ્યા કરતું. ફઈબાને એ બંનેનો પ્રેમ જોઈને મનમાં થયા કરતું કે એક દિવસે આ ઘેલછા સંસારમાં વિષમ અશાંતિ પાથરશે, અને સુખ ભર્યો આ સંસાર સાવ ભાંગી નાખશે.

એક દિવસ બપોરના વખતે પડોશની એક ડોઢડાહી બેનપણી સમક્ષ ફઈબાએ પોતાના હૈયામાં દબાયેલી વરાળ ઠાલવી. ફઈબાએ કહ્યું : " અરે બેન, મારે તે શી વાત કરવી ? આવડી ઉમરમાં મેં તો ઘણા સ્ત્રી પુરુષ જોયાં છે, પરંતુ આવું ક્યાંય નથી દેખાયું ! આપણો પણ એકવાર સમય હતો. ધણી સાથે આપણે પણ મીઠો ઘર વ્યવહાર ચલાવ્યો છે, પરંતુ આવી આછકડાઈ મેં તો સાતપેઢીમાં પણ નથી સાંભળી. "

બેનપણીએ ફઈબાની હૈયાવરાળમાં સૂર પૂરતાં કહ્યું : " ખરું છે. આપણા વખતમાં આવું હતું જ નહિ. જુઓને તમારી નાની વહુ કેવી ગરવી છે. એને જરાય આછકડાઈ નથી. પણ તમારી મોટી વહુ તો ભારે ગુણીયલ છે...ઊઠવાનું કહે એટલે ઊઠવું જોઈએ અને બેસવાનું કહે ત્યારે બેસી જવું જોઈએ. "

ફઈબાએ કહ્યું : " ઈ વાત કહેવા જેવી નથી, મારી નાની વહુતો જાણે સરસ્વતીનો અવતાર છે; પણ મોટી તો કોણ જાણે કોઈ જમીનદારની દીકરી !..."

બહેનપણીએ હાથનો લ્હેકો કરતાં કહ્યું: "બધો વાંક તમારો જ છે. ગોકુળનું સગપણ થવાનું હતું ત્યારે મેં તમને ચેતવ્યાં હતાં કે, બેન વિચાર કરીને પગ ભરજો...સોળ વરસની જુવાન વહુ ઘરમાં ઘાલશો તો છાપરે ચડીને બેસશે! પણ તે દી તમે મારું કંઈ સાંભળ્યું જ નહિ..."

ફઈબાએ વેદના પ્રગટ કરતાં કહ્યું: "અરે બેન, હું સાંભળીને શું કરું? એ બાયલો ક્યાં કોઈ વાત સાંભળે છે? બાયડીનું રૂપ જોઈને સાવ હાથમાંથી ચાલ્યો ગયો છે."

"એકના બે ઘર ન થાય, એટલું જ તમારે જાળવવાનું છે."

ફઈબાએ કપાળ પર હાથ પછાડીને કહ્યું: "મારું કપાળ જ બળેલું છે! એકના બે ઘર થાય શું, થઈ ગયાં છે. આખી રાત વાતો કરતાં હોય છે. એ બધું કોણ સાંભળે બેન? એકદી અડધી રાતે ઊંઘ ઉડી ગઈ તે બહાર આવી. જોયું તો, બંને જાગતાં હતાં અને ઘુસપુસ કરતાં હતાં. પારકી વાતો સાંભળવાની કોઈદી આદત નહિ એટલે શું કરું! પણ તે દિવસે કોણ જાણે કેમ મનમાં થઈ ગયું કે જોઉં તો ખરી શું કરે છે? ધીરે પગલે બારી પાસે હું ગઈ અને તીરાડ-માંથી જોયું તો બાઈ સાહેબ ગુસ્સામાં પડ્યાં હતાં અને ભાઈસાહેબ પગ પકડીને બાઈની ખુશામત કરી રહ્યા હતા."

બહેનપણીએ પ્રશ્ન કર્યો: "મોટી વહુને ગુસ્સો શામાટે ચડ્યો હતો?"

ફઈબાએ નાકનું ટેરવું ચડાવી હાથનો લટકો કરતાં કહ્યું: "કોણ જાણે કેમ ચડ્યો હશે...પણ એનો ભાવ જોઈને સમજાયું કે જૂદા થવા માટે કોઈ તરકીબ કરી હશે. કદાચ ગોકુળ એની વાતમાં સંમત નહિ થયો હોય, એથી શેઠાણી ખીજાયાં હશે."

"ત્યાર પછી?"

ફઈબાએ કહ્યું: "ત્યાર પછી બીજું શું; ઘણા કાલાવાલા કર્યાં

પણ બાઈની રીસ ઠેકાણે ન આવી, છેવટે ગોકુળ સૂઈ ગયો. પછી તો હું ઉભી રહી શકી નહિ. છાતીમાં ફફડાટ થવા માંડ્યો, પગ પણ ધ્રૂજવા લાગ્યા...પછી તો હું માંડ માંડ મારા ઓરડામાં ચાલી ગઈ. છૂપાઈને જોવાની મને આદત નહિ...એટલે શું કરું ?"

બેનપણીએ કહ્યું : "મને પણ એવો જ રોગ છે. હું પણ નથી જોઈ શકતી. જોવાનો પ્રયત્ન કરું ત્યાં તો પગ પાણી થઈ જાય; નાશી છૂટવાનો પણ રસ્તો ન દેખાય."

પાર્વતી સંબંધે આવી ધારણા રાખીને ફઈબા જ્યારે સંદિગ્ધ અને શંકિત મન સાથે દિવસો વિતાવતાં હતાં, ત્યારે ગોકુળે મહિનાના પગારના પૈસા ફઈબાના હાથમાં મૂક્યા. સાવધાનીથી પૈસા ગણીને ફઈબા પેટીમાં મૂકવા ગયાં એટલે ગોકુળે થડકતા હૈયે કહ્યું : "ફઈબા મને એક રૂપિયો આપો."

ફઈબાએ આશ્ચર્ય પામતાં કહ્યું : "તને રૂપિયો આપું ? કેમ ?"

માથું ખંજવાળતા ખંજવાળતા ગોકુળ બોલ્યો : "એને દેવો છે."

"કોને ? મોટી વહુને ?"

"હા."

ફઈબા થોડીવાર સુધી સ્થિર નજરે ગોકુળ સામે જોઈ રહ્યાં; ત્યાર પછી બધા રૂપિયા ગોકુળના પગ પાસે વેરી દીધા. ગોકુળ વિસ્મિતભાવે ફઈબા સામે જોઈ રહ્યો.

રૂપિયા ફેંકીને ફઈબા ચાલ્યા જવા લાગ્યા એટલે ગોકુળે કહ્યું: "બધા રૂપિયા આપીદો છો ફઈબા ?"

ફઈબાએ અભિમાન ભર્યા સ્વરે કહ્યું : "બધા ન આપું તો શું કરું કહે. આજ મીઠા મોઢે ન આપું તો આવતી કાલે ઝાડુ ખાઈને દેવા પડે. એવું અપમાન મારે શામાટે સહન કરવું જોઈએ ! એથી માનમાં રહીને અગાઉથી જ છોડી દઉં છું."

ગોકુળ સજ્જડ થઈને ઊભો રહ્યો.

ફઈબાએ મોઢું ફેરવીને તીવ્ર સ્વરે કહ્યું : "હું બધું સમજું છું ગોકુળ, હું બધું સમજું છું. પછી શામાટે આંખને બાળું? તું તો આજ કહે છે, પણ જે દિવસે હલકા ઘરની કન્યાને તું ઘરમાં લાવ્યો હતો, તે દિવસે જ હું સમજી હતી કે, મારા સોનાના સંસારમાં આગ લાગી ગઈ છે."

નમેલા મસ્તકે ગોકુળ બોલ્યો : "શામાટે રોષ કરો છો ફઈબા, આ મહિને તો હું ત્રણ રૂપિયા વધારે લાવ્યો છું. એક રૂપિયો આપ્યો હોત તો શું ન ચાલત?"

ફઈબાએ ખીજાઈને કહ્યું : "ચાલે કે ન ચાલે, એ તમે જાણો, તમારી નવી વહુ જાણે. મારી તો ત્રણ અવસ્થા ચાલી ગઈ, એક અવસ્થા રહી છે. મારે એ બધું સમજવાની શી જરૂર!" એમ કહી ફઈબા જવા માટે તૈયાર થયાં. ગોકુળે શાંત સ્વરે કહ્યું : "ત્યારે જવાદો ફઈબા, બધા રૂપિયા તમે રાખો."

ક્રોધથી ધ્રૂજી રહેલાં ફઈબા બોલી ઊઠયાં : "કદી નહિ! તારા રૂપિયાને જો હું હાથ અડાડું તો એ ગાયનું લોહી...બ્રાહ્મણનું લોહી."

ગોકુળે રૂપિયા વીણી લઈ ફઈબાના હાથમાં મૂકવા પ્રયત્ન કર્યો. ફઈબાએ હાથનો ઝટકો મારી બધા રૂપિયા ફંગોળી નાખ્યા. ચારે તરફ ખણખણાટ કરતા રૂપિયા વેરાઈ ગયા. ફઈબાએ ક્રોધ–પ્રદીપ્ત સ્વરે કહ્યું : "જો ગોકુળ, તું મને રૂપિયા દેવા આવે તો તને મારા સોગન છે...મારા જ લોહીથી તારા પગ ધોવાય."

ક્રોધથી કંપતા કંપતા ફઈબા રસોડામાં દાખલ થયાં. ગોકુળે એકપછી એક બધા રૂપિયા વીણી લીધા, અને રૂપિયા લઈને તે પોતાના ઓરડામાં ગયો.

ઓરડામાં પાર્વતી બેઠી હતી. પરંતુ ગોકુળ આ રૂપિયા એના

હાથમાં મૂકવાનું સાહસ કરી શક્યો નહિ. ઓરડામાં પેટી પટારો કંઈ હતું નહિ. ઓસીકા તળે રૂપિયા મૂકીને તે ચિંતાભર્યા વદને શય્યા પર બેઠો.

રસોડાના બારણામાં બેસીને ફઈબાએ પ્રથમતો પોતાના બળેલાં ભાગ્ય પર પ્રબળ ધિક્કાર વરસાવ્યો; ત્યાર પછી આ ગૃહવિચ્છેદના મૂળ સમી પાર્વતીને લક્ષ્ય કરીને એવા કડવાવેણ કહેવા શરુ કર્યા કે જે સાંભળીને પાર્વતી અસહ્ય બની ગઈ. પરંતુ તેણે કશો ઉત્તર ન આપ્યો, એકવાર સ્વામીના વદન સામે જોઈને ગંભીરભાવે મૌન થઈને ઊભી રહી. પરંતુ ફઈબાનો વેગ જરાય હળવો ન થયો. તેમણે પાર્વતીને પડતી મૂકીને, પાર્વતીના માબાપ પર કોપ પાથરવો શરુ કર્યો. છેવટે તેમણે કહ્યું કે : " આવી નભાઈને ઘરમાં ઘાલીને સંસારમાં લાય મૂકી છે. દશ દિવસ પણ બે ભાઈનો મેળ રહેવા દેતી નથી." આ આક્ષેપ પાર્વતી સહી શકી નહિ. તે બહાર આવી અને રોષ ગંભિર સ્વરે બોલી : " જુઓ ફઈબા, મને જે કહેવું હોય તે કહો, પણ મારા ભાઈ માટે અમંગળ ન કહેશો. એમ થશે તો પરિણામ સારું નહિ આવે એ કહી દઉં છું. તમારી મર્યાદા ભૂલશો નહિ."

ફઈબાના ક્રોધાગ્નિમાં ઘી રેડાયું. તેમણે બમણા ઉત્સાહ સાથે પાર્વતીના માબાપ અને ભાઈ ઉપર કટુવાક્યના પ્રહારો કરવા માંડ્યા. પાર્વતી પણ એના ઉત્તર આપવા ચૂકી નહિ. ફઈબાએ ગળું ફાટી જાય એવો ચિત્કાર કરી મૂક્યો. છેવટે ઉંબરા ઉપર માથું પછાડવા માંડ્યા ગોકુળ કશું બોલ્યા વગર ધીરે ધીરે ઘરમાંથી બહાર ચાલ્યો ગયો.

ઝઘડા વખતે અન્નદા હાજર નહોતી, બસુના ઘેર બેસવા ગઈ હતી. ઘેર આવીને તેણે બધી વાત સાંભળી. સાંભળ્યા પછી તે પાર્વતીના ઓરડામાં ગઈ અને બોલી : " ભાભી ! "

પાર્વતીએ ઉત્તર આપ્યો " કેમ બહેન ? "

અન્નદાએ પ્રશ્ન કર્યો : " સાચે તમે જૂદા થવાનાં છો ? "

ઝાંખા હાસ્ય સહિત પાર્વતીએ કહ્યું : " જો થઈએ તો ? "

અન્નદાએ કહ્યું : " થાઓ તો કંઈ ખોટું નથી, અને થવું એ જ યોગ્ય છે, પરંતુ ભાભી..."

પાર્વતીએ નણંદનો હાથ પકડીને કહ્યું : " બહેન જરા પણ ભય ન રાખશો. ફઈબાના મોઢેથી સાંભળ્યા પહેલાં આ વાત કોઈ દિવસ મારા મનમાં જાગી નથી. "

અન્નદાએ સાંત્વનનો એક નિશ્વાસ નાખીને કહ્યું : " મારા મનમાં પણ એવું હતું. મારી આવી ભાભી શું કોઈ દિવસ હલકા મનની હોઈ શકે ? "

પાર્વતીએ હસતા હસતા કહ્યું : " અને આવી નણંદ બાજુમાં હોય ને શું હું જૂદી થઈ શકું ? "

પાર્વતી અન્નદાને ભેટી પડી.

## ૮

"મોટાભાઈ!"

"કેમ, શું કામ છે અમુલ્ય?"

"મોટી વહુ શું ફઈબાને પોતાની ઇચ્છામાં આવે એમ કહી શકે છે?"

હસીને ગોકુળે કહ્યું: "કહેતી હશે..."

રોષથી ચિત્કાર કરીને અમુલ્ય બોલ્યો: "કહેતી હશે એટલે! કેમ કહી શકે? ફઈબા શું મોટી વહુના બાપના ઘરનું ધાન ખાય છે?"

ગોકુળે કહ્યું: "અરે અમુ, આ તું શું બોલે છે?"

અમુલ્યે નયનવદન વિકૃત કરીને ઉચ્ચ કંઠે કહ્યું: "હું વ્યાજબી બોલું છું. તમારામાં બોલવાની ત્રેવડ નથી...મારામાં છે. તમે કેવા થઈ ગયા છો એ જાણો છો?"

"હું કેવો થઈ ગયો છું?"

અમુલ્યે કહ્યું: "મોટી વહુના પાળેલ પશુ જેવા. મોટીવહુએ તમને સાવ પામર બનાવી દીધા છે."

ગોકુળના હૃદયનું સ્પંદન જાણે એકાએક બંધ થઈ ગયું. તેણે કશો ઉત્તર ન આપ્યો, માત્ર સ્થિર દ્રષ્ટિથી નાનાભાઈ સામે જોયું. અમુલ્ય તીવ્ર સ્વરને વધુ તીવ્ર કરીને બોલ્યો: "બીજીવાર તો ઘણા માણસો પરણે છે ભાઈ, પરંતુ તમારી માફક સ્ત્રીના ગુલામ કોઈ નથી બનતા."

ગોકુળના બંને નયનો પ્રજળી ઉઠ્યાં. ફઈબા ગમે તે કહી શકે છે, પરંતુ અમુલ્ય આ રીતે કહેશે, એવું એની કલ્પનાથી પણ

પર હતું. કલ્પના બહારની વાત સાંભળીને ગોકુળે આટલા વરસો સુધી સંચિત કરેલા ધૈર્યનો બંધ જાણે તૂટી ગયો. તેણે વજ્રગંભીર સ્વરે કહ્યું: "અમુલ્ય!"

આ સ્વર સાંભળીને ઘરના બધા માણસો ચમકી ઉઠયા. ગોકુળના કંઠમાંથી આવો સ્વર નીકળતાં કોઈએ કદી સાંભળ્યો નહોતો. પરંતુ અમુલ્ય એથી જરાય ગભરાયો નહિ, તે સમાન ઉત્તેજીત સ્વરે બોલ્યો: "આંખો શું કાઢો છો ભાઈ, ચોરી અને પ્રપંચથી પાંચ રૂપીયા મેળવો છો, એથી તમારા પગ અહંકારમાં ધરતીથી અદ્ધર રહે છે, એ હું જાણું છું. પરંતુ તમે કંઈ એકલા કમાતા નથી, હું પણ કમાઈ શકું છું! અને ન કમાતો હોઉં તો પણ તમારા જોડા અને મોટી વહુનો રૂઆબ સહીને હું પડયો રહીશ, એવું ન માનતા. અમુલ્યચરણ એવો નિર્માલ્ય નથી."

ગોકુળે સ્થિર સ્વરે પ્રશ્ન કર્યો: "ત્યારે તું શું કરવા ઇચ્છે છે?"

અમુલ્યે ચિત્કાર કરીને કહ્યું: "હું વળી શું કરવાનો હતો? જૂદા થવા માટે તમે બંને તલપાપડ થઈ રહ્યા છો, તો ભલે, જૂદા થાઓ."

અન્નદાએ આગળ અવીને કહ્યું: "અરે અમુલ્ય, તું પણ શું સ્ત્રી જેવો થાય છે?"

અમુલ્યે ક્રોધ ભરી નજરે બહેન સામે જોઈને કહ્યું: "જો બહેન, તું આ બધી વાતોમાં વચ્ચે ન આવ, વચ્ચે આવીશ તો સારું નહિ કહેવાય...એ ધ્યાન રાખજે."

અન્નદાએ રોષથી કહ્યું: "ખરાબ શું કહેવાશે, એ કહે જોઉં."

ચિત્કાર કરીને અમુલ્ય બોલ્યો: "ઝાડુ મારીને ઘર બહાર કાઢી મૂકીશ."

ગોકુળ બેઠો હતો, ઉભો થઈ ગયો. અમુલ્ય સામે જોઈને ગંભીર સ્વરે બોલ્યો: "તો પછી કયારે જૂદા થવું છે?"

અમુલ્યે કહ્યું: "આજે જ, અત્યારે...આ પળે !"

"સારું, એમ જ થશે." કહીને ગોકુળ બહાર જવા તૈયાર થયો. અન્નદા બોલી: "ભાઈ!"

ગોકુળે પાછા ફરીને શાંત સ્વરે કહ્યું: "કેમ અનુ ?"

અન્નદા બોલી; "તમે પણ શું પાગલ બની ગયા ભાઈ?"

ગોકુળે સહજ સ્વરે કહ્યું: "જો અનુ, તારા ભાગ્યમાં મને ઝાડુ જ દેખાય છે."

અન્નદા નીચી નજર કરીને ઉભી રહી. ગોકુળે ઉતાવળા પગલે એ સ્થળનો ત્યાગ કર્યો.

પાર્વતીએ સ્વામીને પ્રશ્ન કર્યો: "શું તમે ખરેખર જૂદા થવાના છો?"

"હા." ગોકુળે સહજ સ્વરે કહ્યું.

"શા માટે?"

"મારી ઇચ્છા."

"આ ઇચ્છાનો તમારે ત્યાગ કરવો પડશે."

"શા માટે કહે જોઉં?"

"લોકો મને જ દોષ દેશે, કહેશે કે ઘરમાં વહુએ આવીને સંસાર ભાંગ્યો."

ગોકુળે મૃદુસ્વરે કહ્યું: "હું બધાને સમજાવીશ કે, તારો કાંઈ દોષ નથી."

"છતાં મને યોગ્ય નથી લાગતું."

ભ્રકુટીવક્ર કરીને ગોકુળે કહ્યું: "તેં સાંભળ્યું હતું? હું તારો પાળેલો પશુ છું."

પાર્વતીએ કહ્યું: "જૂદા થશું તો લોકો આથીયે વધુ કહેશે."

"લોકો ગમે તે કહે...એનું મને કંઈ નથી."

"તમને કંઈ નહિ હોય, પરંતુ હું લોક નિંદાથી ડરું છું."

"ડરીને તું શું કરીશ?"

"હું જૂદી નહિ થઈ શકું."

"તું ન થઈ શકે તો તારી ઇચ્છા, મારે તો જૂદા થવું જ પડશે."

"પણ તમને આટલી બધી જીદ શા માટે છે?"

"શા માટે?" પત્નીના ચહેરા સામે જોઈને ગોકુળે ક્ષુબ્દ સ્વરે કહ્યું: "એ તું સમજી શકીશ, પારૂ? જેને મેં મારા હાથથી માણુસ બનાવ્યો છે, એ મારા પર ચોરીનો અપવાદ મૂકે, અને કહે કે..."

ગોકુળના નયનો ભારે થઈ ગયાં; તેણે એકદમ મોઢું ફેરવી લીધું. જરા હસીને પાર્વતી બોલી: "તમારા માટે આવું સાંભળવું એ કંઈ નવું તો છે નહિ."

ગંભીર સ્વરે ગોકુળે કહ્યું: "કોઈએ મારા પર ચોરીનો આરોપ નથી મૂક્યો."

થોડીવાર મૌન રહીને પાર્વતી બોલી: "અહીં આવ્યાને ઘણા દિવસો થયા છે. એકવાર પીયર જઉં તો..."

મોઢું ન ફેરવતાં ગોકુળે કહ્યું: "ક્યારે જવું છે?"

પાર્વતીએ કહ્યું: "કહો તો આવતી કાલે..."

ગોકુળે કહ્યું: "સારું, કાલ સવારે પાલખી ને ચોકીયાતની વ્યવસ્થા કરી દઈશ."

સ્વામી સ્ત્રી વચ્ચે બીજી કશી વાત ન થઈ.

આ સમયે બીજા ઓરડામાં ફઈબા સાથે અમુલ્ય વાતો કરી રહ્યો હતો. ફઈબાએ કહ્યું: "તને ખબર નથી અમુ, ઈ બળ્યાઓની ઓછી નથી, હરામજાદાનું હાડ છે."

અમુલ્યે કહ્યું: "માત્ર એને જ દોષ કેમ આપો છો ફઈબા, તમે પણ ક્યાં ઓછા ઉતરો એમ હતાં? એક જણમાં સહન શક્તિ રહી હોત, તો આટલું બધું ન બનત."

ફઈબાએ ચીડાઈને કહ્યું: "સહન કરવું હોય તો તમે કરો હું શા માટે સહન કરું? રૂપાળી ભાભી આવી છે, તારો ભાઈ બે વખત એનું ચરણામૃત લ્યે છે. તું પણ લે. મને એની શી ગરજ છે?"

અમુલ્યે આકળા થઈને કહ્યું: "ગરજતો કોઈને નથી, પણ આધારતો પચીશ રૂપિયાનો છે ને. જમણો હાથ ચાલશે કેવી રીતે?"

ફઈબાએ કહ્યું: "કેવી રીતે ચાલે, એ તો તારે જાણવાનું છે. ન ચાલી શકે તો જઈને ભાભીના પગમાં પડ અને કાન પકડીને માફી માગ. પછી ચાલવા ન ચાલવાનું વિચારવું જ નહિ પડે."

અમુલ્યે એક દીર્ઘ નિશ્વાસનો ત્યાગ કર્યો, કશો ઉત્તર ન આપ્યો. ફઈબા ઘડીક બેસીને ચાલ્યા ગયા. ત્યાર પછી નાની વહુએ આવીને સ્વામીને કહ્યું: "તમે ગમે તે કહો, પણ બધો દોષ ફઈબાનો છે. એમણે જ આ બધું ઉભું કર્યું છે..."

અમુલ્યે નિશ્વાસ નાખીને કહ્યું: "દોષ કોઈનો નથી, બધો દોષ મારો જ છે."

અમુલ્યે જુદા થવાનો પાકો નિર્ણય કર્યો હતો, એવું હતું જ નહિ. ભાઈની કમાણી ઉપર વ્યવહાર ચાલી રહ્યો છે એ સમજીને તે મોજથી શેહાઈ કરતો હતો. એ ભાઈથી જૂદા થઈને સંસારનો બોજો માથા પર લેવો એ બુદ્ધિમાનનું કામ નથી, એવું તે બરાબર સમજતો હતો. ફઈબાના કહેવાથી ઉત્તેજીત બનીને તે ભાઈના સામે ભાભીને પાંચ શબ્દો કહેવા માટે ગયો હતો. પરંતુ પરિણામ વિપરિત આવ્યું. ઉત્તેજનાને વશ બની તેણે ભાભીના બદલે ભાઈને પાંચ વાતો સંભળાવી, એથી સદાયે સહિષ્ણુ રહેતા ભાઈ પણ વિચલિત બની ગયા.

ભાઈનું અટલ ધૈર્ય પણ ચલાયમાન થઈ શકતું હશે, એવું તે જાણતો હોત તો કદી પણ ફઈબાની વાત પર કાન ન દેત.

પરંતુ જે બની ગયું છે, એનો હવે ઉપાય શું? ઉપાય છે, પગમાં પડીને ભાઈને શાંત કરવા. પરંતુ અમુલ્ય એટલું અપમાન સ્વીકારી શકયો નહિ. ભીખ માગીને પેટ ભરવું સારું, પણ ભાઈના પગમાં પડીને ભાભી સામે પોતાની હીનતા પ્રગટ કરવી એ જરાય યોગ્ય નથી. શું પોતામાં સ્વમાન પૂર્વક વ્યવહાર ચલાવવાની શક્તિ નથી?

આખી રાત અમુલ્ય ઉંઘી શકયો નહિ; પડયો પડયો વિચારવા લાગ્યો. વીસ વિઘા જમીન છે, ભાગ પડશે એટલે અડધી ભાઈને જશે, અડધી પોતાને મળશે. પરંતુ એ બધી જમીન મળી જાય તો એની ઉપજ અને પચીશના પગારમાં બધો વ્યવહાર આનંદથી ચલાવી શકાય. પરંતુ ભાઈ પોતાની જમીન શામાટે જતી કરે? ઇચ્છાપૂર્વક ન છોડી શકે તો અન્ય કોઈ તરકીબે જમીન હાથ કરવાનો વિચાર અમુલ્ય કરવા લાગ્યો. પરંતુ કોઈ સરલ ઉપાય એને સૂઝયો નહિ. ઘણા મનન-મંથન પછી તેણે નક્કી કર્યું, સવારે ઊઠીને એકવાર ગોપી સરકાર પાસે જઈ આવવું. આના આ વિચારો વચ્ચે અમુલ્ય પાછલી રાતે સૂઈ ગયો.

નિદ્રામાં અમુલ્યે સ્વપ્ન જોયું, પોતે ભાઈથી જૂદો થઈ ગયો છે. બધી જમીન ભાઈ પાસે છે, પોતાની નોકરી ચાલી ગઈ છે, દિવસો જતા નથી, ઉપવાસ કરીને દિવસો ગુજારવા પડે છે. નાની પુત્રી ભૂખથી કકળી રહી છે, પત્ની ત્રણ દિવસના ઉપવાસ કરીને એક તરફ નિશ્વાસ નાખતી મરવા પડી છે. ફઈબા તિરસ્કાર અને ગાળોની ઝડીયો વરસાવી રહ્યાં છે. અમુલ્ય ભાંગેલા હૈયે ભાઈ પાસે જઈને પગમાં નમી પડે છે. રડતો રડતો ક્ષમા યાચે છે. મોટી વહુ ખડખડાટ હસી પડે છે. અમુલ્ય ભય અને વિસ્મયથી જુએ છે, આ શું, પોતે કોના પગમાં પડયો છે? આતો ભાઈ નથી. આતો ભાભી છે. ઘૃણા

અને લજ્જાથી અમુલ્ય આપઘાત કરવા દોડે છે. પાછળથી ફઈબા ચિત્કાર કરીને પોકારી રહ્યાં છે, "અમુલ્ય, ઓ અમુલ્ય!"

અમુલ્યની નિદ્રા તૂટી ગઈ. પસીનાથી તર થયેલા દેહે તે એકદમ બેઠો થઈ ગયો તેનું હૃદય ફફડી રહ્યું હતું.

ફઈબાએ ઓરડામાં પ્રવેશ કરીને કહ્યું: "રંગ જોવો હોય તો બહાર આવ...મોટી વહુ બાપના ઘેર સીધાવે છે."

અમુલ્યે કશો ઉત્તર ન આપ્યો; બંને હાથવતી તે આંખો ચોળવા લાગ્યો.

૯

ગોપીનાથ સરકાર ગામમાં એક સુપ્રસિદ્ધ માણસ ગણાતા. :ાન ધર્મ કે જપ તપથી તેમણે આ પ્રસિદ્ધિ મેળવી હતી, એમ નહોતું. પરોપકાર પ્રવૃત્તિ દ્વારા જ તેઓ લોકોના આદર સત્કાર મેળવી શક્યા હતા. લોકોને આપત્તિ–વિપત્તિમાં સહાય કરવી એ એમનું વ્રત હતું. લોકો જ્યારે પરસ્પર વિવાદ કરીને, એ વિવાદમાં કેવી રીતે વિજય મેળવવો, એ વિચારી શકતા નહિ, ત્યારે સરકાર મહાશય આવીને એમને મુકદ્દમા રૂપી કિનારો દેખાડી દેતા, અને પોતે પણ જીવતોડ પ્રયત્ન કરીને પરોપકાર પ્રવૃત્તિની પરાકાષ્ઠાનું પ્રદર્શન કરતા. દ્વારા સાક્ષીના અભાવે જ્યારે કોઈનો મુકદ્દમો નષ્ટ થવાની તૈયારીમાં આવતો ત્યારે તેઓ પોતે અદાલતના સાક્ષીના ચોકઠામાં ઊભા રહીને મિથ્યા વાતને નજરે જોયેલું સત્ય કહેતાં જરાપણ અચકાતા નહિ. આ માટે લોકો કંઈ કહેતા તો સરકાર મહાશય બોલી ઊઠતા : “ શું કરું બાપુ, લોકોના આંસુ હું જોઈ શકતો નથી. ”

આ સિવાય સરકાર મહાશય પાસે ૧૨૬૦ સાલ ( બંગાબ્દ )થી ૧૩૦૫ સાલ પર્યંત પ્રત્યેક સાલના સ્ટેમ્પ કાગળો હતા, નવાબી અમલની અને કંપનીના અમલની શીલ મહોર હતી. બીજાના હસ્તાક્ષરોનું અનુકરણ કરવાનો સરંજામ હતો, નાની અદાલત અને જીલ્લા કોર્ટના ઘણા ચુકાદાઓનો પણ સંગ્રહ હતો. સરકાર મહાશય આવશ્યકતા પડે ત્યારે પરોપકાર અર્થે આ બધી સામગ્રીનો ઉપયોગ કરતા. આ પરોપકાર વ્રતના પરિણામે તેમને જીવીકા માટે અન્ય કોઈ વૃત્તિના અવલંબનની આવશ્યકતા નહોતી રહેતી.

આથી સરકાર મહાશય કેવળ ઐહિક કાર્યમાં જ તદાકાર હતા એમ સમજવાનું નથી. દિવસ રાત વચ્ચે કેટલોક સમય મેળવીને તેઓ પારલૌકિક કાર્ય–ઇશ્વર આરાધનામાં તદ્રુપ બનતા. એમના ગળામાં તુળશીની કંઠી હતી, માથા પર લાંબી ચોટલી હતી. કપાળ પર ચોવીસે કલાક ગોપીચંદનનું તિલક વિરાજમાન રહેતું. સવાર–સાંજ સરકાર મહાશય અષ્ટોત્તર–સહસ્ર હરિનામનો જપ કરતા. મુકદ્દમામાં જતા ત્યારે પણ નદીમાં સ્નાન કરીને એક કલાક પર્યંત પૂજા–પાઠ કરતા. વાદી અથવા પ્રતિવાદી જલ્દી પૂજા–પાઠ કરી લેવા માટે કહેતા ત્યારે સરકાર મહાશય બોલી ઊઠતા : "ભાઈ, તમે શું મને પરકાલનું કાર્ય પણ નહિ કરવા દો ? અહિં તમારા મુકદ્દમામાં સાક્ષી આપવા આવ્યો છું એ સાચું, પરંતુ ત્યાંની અદાલતમાં શું તમે મારા પક્ષમાં સાક્ષી આપવા આવી શકશો ?" એ સર્વોચ્ચ અદાલતના મહા વિચારક સમક્ષ જવાબ દેવા માટે આખા દિવસમાં સરકાર મહાશય લગભગ બસો વખત શ્રીહરિને પોતાના કર્મની સાક્ષી દેવા માટે સંભારતા. તેઓ વારંવાર બોલતા : 'ત્વયા હૃષીકેશ હૃદિસ્થિતેન યથા નિયુક્તોઽસ્મી તથા કરોમિ.'

સરકાર મહાશયના સંસારમાં વિધવા પુત્રી નૃત્યકાલી સિવાય અન્ય કોઈ આત્મીય કે અનાત્મીય હતું નહિ. એક ગાય અને એક પોપટ સિવાય અન્ય કોઈ પોષ્ય પ્રાણી નહોતું. પચાસ વર્ષ વટાવ્યા પછી દેહને જરા સુદ્રઢ રાખવા માટે સરકાર મહાશય અલ્પમાત્રામાં અફીણનું સેવન કરતા. ગાયના દૂધથી અફિણના અવગુણને દૂર કરતા. પોપટ એમને 'રાધાકૃષ્ણ'નું નામ સંભળાવતો. અને નૃત્યકાલી ગાય તથા પોપટની સેવા ચાકરી કરતી અને સમય મળતો ત્યારે ધોબીના ધોયેલાં વસ્ત્રો પહેરી, અધર પર હાસ્ય રાખી આડોશ પાડોશમાં ફરવા નીકળતી. માત્ર ફરવા નહોતી નીકળતી પણ ઘોષબાબુના ઘરના ગુણદોષ બોસબાબુના ઘેર અને બોસબાબુના ગુણદોષ ચક્રવર્તિના ઘેર ચર્ચતી. આમ પોતામાં રહેલી સમાલોચક શક્તિનો પરિચય પડોશમાં આપતી.

નૃત્યકાલી સોળ વર્ષની વયે વિધવા થઈ હતી. અત્યારે એની ઉમ્મર ત્રીસની આસપાસ હતી. યૌવનના છેલ્લા પગથીયે પગ મૂકવા છતાં પણ નૃત્યકાલીની યૌવનશ્રીમાં ખાસ પરિવર્તન થયું નહોતું. તેણે સધવાના વસ્ત્રો ઘણા સમયથી છોડયાં હતાં. પરંતુ તે હંમેશાં ખૂબ મુલાયમ અને ધોબીના ધોયેલાં વસ્ત્રો પહેરતી. સેંથામાં સિંદુર નહોતી પુરતી, પરંતુ પાંતીની સજાવટ આકર્ષક પાડતી, કપાળમાં ચાંદલો નહોતી કરતી પણ બંને નેણ વચ્ચે અતિ ઝીણી કાળી ટીલી કરતી. તે માછલી નહોતી ખાતી, પણ નાગરવેલના પાન વડે તેના અધર રંગાયેલા રહેતા. એકાદશીનો ઉપવાસ કરતી, પણ નિર્જલા નહિ, ફળાહાર અથવા ગોળ મમરા ખાતી. પરપુરુષ સાથે હસીને વાતો નહોતી કરતી, પણ વાતો કરતી વખતે આંખની કીકીઓમાં વીજળી ચમકી જતી, નૃત્યકાલીનના ચારિત્ર્ય પર કોઈ સીધો આક્ષેપ નહોતું મૂકતું, પણ લોકો કંઈક સંદેહની નજરે એને જોતા.

કન્યા સંબંધી કોઈ સંદેહજનક વાત કરતું તો સરકાર મહાશય માથું ધૂણાવીને કહેતા. "ના ના, મારી નૃત્ય એવી છોકરી નથી. હરિનામ લીધા વગર એ પાણી પણ નથી લેતી." નૃત્યકાલી પિતા સમક્ષ હરિનામ મહામંત્રથી દીક્ષિત થઈ હતી.

१०

"**સ**રકાર મહાશય ઘરમાં છે? સરકાર મહાશય!"

સરકાર મહાશય ઘરમાં નહોતા. નૃત્યકાલી ઓસરીમાં ટીંગાડેલા પાંજરા પાસે ઉભી ઉભી પોપટને રમાડી રહી હતી. પોપટ ગેલમાં આવી ગયો હતો. બરાબર આ સમયે બહારથી અમુલ્ય ચરણ બોલ્યો: "સરકાર મહાશય ઘરમાં છે? સરકાર મહાશય!"

ચમકીને નૃત્યકાલીએ પ્રશ્ન કર્યો: "કોણ?"

પોપટ પણ મધુરસ્વરે બોલી ઉઠયો: "ક્યાં... ..ક્યાં..."

ઉત્તર મળતાં જ અમુલ્ય ચરણે ઘરમાં પ્રવેશ કર્યો નૃત્યકાલીના વસ્ત્રો કંઈક સ્થાનચ્યુત થયાં હતાં, તેણે એકદમ ઠીકઠાક કરી લીધાં અમુલ્ય ઓસરીમાં આવતાં જ અચકાઈને ઉભો રહ્યો. જરા ખમચાઈને બોલ્યો: "સરકાર મહાશય ઘરમાં નથી?"

નૃત્યકાલી પાંજરા પાસેથી જરા દૂર ખસીને બોલી: "ના તેઓ હુગલી ગયા છે."

અમુલ્યે પુછ્યું: "ક્યારે આવશે?"

નૃત્યકાલીએ કહ્યું: "કદાચ સાંજ ના આવે શું કામ હતું?"

"જરા જરૂરી કામ હતું." કરીને અમુલ્ય માથું ખંજવાળવા લાગ્યો.

નૃત્યકાલીએ પુછ્યું: "આપ ગોકુળઠાકુરના ભાઈ છો ને?"

અમુલ્યે નીચી નજરે ઉત્તર આપ્યો: "હા..."

નૃત્યકાલીએ કહ્યું: "બેસશો કે? બેસોને."

નૃત્યકાલીએ બાજુમાં પડેલું એક આસનીયું લઈને સામે પાથર્યું. બેસવું કે ચાલ્યા જવું એ નક્કી ન કરી શકતાં અમુલ્ય જરા અચકાવા લાગ્યો.

પરંતુ નૃત્યકાલીએ ફરીવાર જ્યારે મૃદુહાસ્ય સહિત 'બેસોને' કહીને આગ્રહ કર્યો ત્યારે અમુલ્ય બેસ્યાવગર રહી શક્યો નહિ. તે ધીરે ધીરે આસન પાસે આવીને બેસી ગયો. નૃત્યકાલીએ પ્રશ્ન કર્યો: "આપ તો કલકત્તામાં નોકરી કરો છો ને?"

અમુલ્યે ધરતી સામે દ્રષ્ટિ રાખીને કહ્યું: "હા."

"આજ આપ ઘેર રહ્યા છો?"

"આજ અમારે મહોરમનો અકતો છે."

"એતો મુસલમાનનું પરબ છે. એ પણ ત્યાં પળાય છે?"

"હા. અંગ્રેજ, મુસલમાન, હિન્દુ બધાના તહેવારોની રજા પડે છે."

હસીને નૃત્યકાલી બોલી: "એ તો સારું, ઓફિસ હશે."

અમુલ્ય કશું બોલ્યો નહિ. ધરતી સામે જોઈ રહ્યો.

ત્યાર પછી નૃત્યકાલીએ ઓફિસમાં કેટલો પગાર મળે છે, બાળકો કેટલાં છે, સ્ત્રીની વય કેવડી, ગોકુળની નવી વહુ દેખાવમાં કેવી છે, એનો સ્વભાવ, એનું ચારિત્રય કેવું છે, ગોકુળ નવી વહુને દબાયેલો તો નથીને, વગેરે ઘણા પ્રશ્નો પૂછીને અમુલ્યને ગભરાવી મૂક્યો પ્રથમ તો અમુલ્ય નીચી નજર રાખીને પ્રશ્નોના ઉત્તર દેવા લાગ્યો. ધીરેધીરે સંકોચ દૂર થયો. પછી તો તે પણ સહજ ભાવે નૃત્યકાલી સાથે વાતો કરવા લાગ્યો. એના સંસારની સઘળી વાતો જાણી લઈને નૃત્યકાલી બોલી: "ત્યારે આપ અત્યારે જઈ શકો છો, સંધ્યા પછી આવશો તો બાપુ મળશે."

અમુલ્ય ઉભો થઈને ધીરેધીરે ચાલ્યો ગયો. જતી વખતે જાણે એના મનમાં કંઈક ગડમથલ થવા માંડી.

એના ગયા પછી નૃત્યકાલી મૌનભાવે બેસી રહી. એના મનમાં પ્રશ્ન જાગ્યો: "છોકરાની મતલબ શી હશે? ભાઈથી જૂદા થવાનું

છે, એટલા માટે બાપુને મળવા આવ્યો છે. અંદરખાને જરૂર કંઈક ખરાબ મતલબ હોવી જોઈએ.,'

પોપટ પાંજરાના હીંચકામાં ઝૂલતો ઝૂલતો તીવ્રસ્વરે પોકારવા માંડયો. નૃત્યકાલીએ પંખી સામે કરડી નજર કરીને ડારો કર્યો.

સંધ્યા પછી અમુલ્યે આવીને સરકાર મહાશયની મુલાકાત લીધી. સરકાર મહાશય હુગલીથી આવીને જરા વિસામો લઈ હરિ નામનો જપ કરતા હતા. પરંતુ હરિ નામમાં મન રોકાયેલું હોવા છતાં કામની વાતો કરવામાં કશું વિઘ્ન નહોતું નડતું. જપ એતો મનની વસ્તુ છે, અને વાતચિત એ મોઢાનો વિષય છે. મન સાફ હોય તો બધું થાય. એટલે એમના હાથમાં રહેલી માળા જેમ જેમ જોરથી ફરવા માંડી, તેમ તેમ અમુલ્ય સાથે વાતોનો પ્રવાહ પણ અવિરામ પણે શરુ થયો. નૃત્યકાલીએ છૂપાઇને આ બધી વાતો સાંભળવાનો પ્રયત્ન કર્યો, પણ વાતો એટલી ધીમી થતી હતી કે તે રૂપિયા, ખતપત્ર, ગોકુળ, મકાન એ સિવાય વધુ કંઈ ન સમજી શકી.

વિચારણા કરીને અમુલ્ય વિદાય થયો અને સરકાર મહાશય જપ પુરો કરીને ઉભા થયા.

નૃત્યકાલીએ પિતા સમક્ષ ભોજનની થાળી મૂકીને પ્રશ્ન કર્યો:

"એ ગોકુળ ઠાકુરનો ભાઈ જ હતો ને?"

સરકાર મહાશયે કહ્યું: "હા."

"કેમ આવ્યો હતો બાપુ?"

"એક કામ માટે."

નૃત્યકાલીએ જરા ચીડાઈને કહ્યું: "કામ વગર કોઈ અસમયે આવતું હશે? કામ શું હતું?"

હળવા હાસ્ય સાથે સરકાર મહાશય બોલ્યા: "રીસ શા માટે કરે છે બેન? એવું કંઈ ભારે કામ નથી. ગોકુળ જૂદો થવા માગે

છે. એટલે જર જમિનનો ન્યાય પુર્વક ભાગ પડી શકે, એ માટે મને અનુરોધ કરવા આવ્યો હતો."

નૃત્યકાલીએ કહ્યું: "આપ એલોકોનો ભાગ ન પાડી દો તો ન્યાય પુર્વક ભાગ નહિ પડે?"

હસીને સરકાર મહાશય બોલ્યા: "એમ હોય તો શું મારી પાસે કોઇ આવે ખરું? અત્યારે તો ઘોર કલિકાળ પ્રવર્તે છે. અત્યારે શું લોકોને ધર્માધર્મનો કંઈ ભય રહ્યો છે?"

નૃત્યકાલી સમજી ગઈ કે પિતાએ મુદ્દાની વાત છૂપાવી છે. તે જરા ચિંતામાં પડી.

## ૧૧

બીજે દિવસે સંધ્યા પહેલાં નૃત્યકાલી જ્યારે મુખ્ય દ્વાર પાસે રસ્તા સામે જોતી ઊભી હતી, ત્યારે ગોકુળ એ રસ્તેથી ઘર તરફ જઈ રહ્યો હતો.

નૃત્યકાલી સામે નજર પડતાં જ ગોકુળે પૂછ્યું : " નિતુ, કેમ અહિં ઊભી છે ? "

" તમને મળવાની આશાએ. " નૃત્યકાલીએ કહ્યું.

આછું હસીને ગોકુળ બોલ્યો : " એકાએક આ સૌભાગ્ય ક્યાંથી દેખાયું ? "

નૃત્યકાલીએ ગંભીર ભાવે કહ્યું: " તમારા દુર્ભાગ્યની કેટલીક વાતો સંભળાવવા માટે. જરા અંદર આવશો ? "

ગોકુળે પ્રશ્ન કર્યો: " તારા બાપુ ક્યાં ગયા છે ? "

" ભવાનીપુર ગયા છે. "

ગોકુળ ધરતી સામે દ્રષ્ટિ રાખીને વિચારમાં પડ્યો.

નૃત્યકાલીએ શ્લેષભર્યાં હાસ્ય સહિત કહ્યું: " ભય ન રાખશો. હું તમારા ઉપર જાદુ નહિ કરું. અને એવો કંઈ ભય હોય તો આપ ચાલ્યા જાઓ. "

" ના, ચાલ. " કહીને ગોકુળ નૃત્યકાલીની પાછળ ઘરમાં ગયો, નૃત્યકાલીએ બેસવા માટે આસન પાથર્યું. ગોકુળે આસન પર બેસતાં કહ્યું: " શું વાત છે નિતુ ? "

" જરા ઠંડા તો થાઓ, કહું છું. " નૃત્યકાલીએ કહ્યું.

" હું તો ઠંડો જ છું. શું કહેવાનું છે...કહે. "

નૃત્યકાલીએ ગોકુળ સામે ઉભા રહીને હાસ્ય ભર્યો કટાક્ષ કરતાં કહ્યું: “ હું એ કહેવા માગતી હતી કે, તમારા પરનો મારો પ્રેમ...”

ગોકુળ વક્રભ્રકુટી કરીને ઉભો થવા ગયો. નૃત્યકાલી ખડખડાટ હસી પડી. હસતાં હસતાં બોલી: “ ક્ષમા કરો મહારાજ, ક્ષમા કરો. હું તમારા જેવા અરસિકને જરાય ચાહતી નથી, બલ્કે ઘૃણા કરું છું. આંખના કણા માફક માનું છું.”

ગોકુળે તીવ્રસ્વરે કહ્યું: “ તું પાપીષ્ઠા છે. ”

નૃત્યકાલીએ એવાને એવા હાસ્ય વચ્ચે કહ્યું: “ હું પાપિષ્ઠા, શયતાન, હતભાગી, બળ્યામોની કે તમે માનો એવી છું. પરંતુ ધર્માવતાર, દયા કરીને મારી કેટલીક વાત સાંભળતા જાઓ. ”

આછા હાસ્ય સહિત ગોકુળ બોલ્યો: “ નિતુ, તું હજી પણ એવીને એવી બાળક જેવી રહી. ”

નૃત્યકાલીએ કહ્યું: “ એવા જ આશીર્વાદ આપો ઠાકુર, હું સદાય એવીને એવી બાળક રહું. મારા દાંત ન પડે, મારા વાળ ધોળા ન થાય, આ સુગઠિત, સુંદર શરીર વૃદ્ધ ડાકણ જેવું ન બને...”

ગોકુળે હસીને કહ્યું: “ સારું, આશીર્વાદ આપું છું કે તું ચિરયૌવના કુંતી થઈને રહે. ”

નિશ્વાસનો એક ઘુંટડો ગળીને નૃત્યકાલીએ ગોકુળના ચરણમાં મસ્તક નમાવ્યું. ગોકુળે કહ્યુ: “ સાવિત્રી જેવી થા હવે તારે શું કહેવાનું છે ? ”

નૃત્યકાલી સ્થિર થઈને બેઠી અને ગંભીર સ્વરે બોલી: “ તમે નવી વહુના ગુલામ થયા છો એ વાત સાચી છે ? ”

ગોકુળે હસીને કહ્યું: “ તેં ખોટું નથી સાંભળ્યું. ”

“ અને નવી વહુની આજ્ઞાથી તમે જૂદા થઈ રહ્યા છો...”

“ એ સાવ ખોટું છે. ”

“ શું ? જૂદા થવાનું ? ”

“ ના, નવી [illegible] ”

" તો પછી જૂદા શા માટે થાઓ છો ?"

" મારી પોતાની ઇચ્છાથી."

" મને વિશ્વાસ નથી બેસતો."

નૃત્યકાલી સામે દ્રષ્ટિ કરીને ગોકુળે કહ્યું: " તું વિશ્વાસ કરે કે ન કરે એનું મને કંઇ નથી. પરંતુ મારી વાતપર અવિશ્વાસ કરતાં તું ક્યારથી શીખી છે ?"

નૃત્યકાલીએ કહ્યું: " જે દિવસથી તમે ભાઈ સાથે દગો રમતાં શિખ્યા છો..."

ગોકુળે કઠોર દ્રષ્ટિએ નૃત્યકાલી સામે જોયું. નૃત્યકાલીએ મૃદુ હાસ્ય સહિત કહ્યું: " ક્રોધથી મને બાળવામાં શું વળશે ? શું એ ક્રોધથી તમારાભાઈ સહિત આખા ગામને બાળી શકવાના હતા ?"

ગોકુળ ઘડીભર સ્તબ્ધ થઈને બેસી રહ્યો. ત્યાર પછી નૃત્યકાલી સામે જોઇને શાંતસ્વરે બોલ્યો: " હકિકત શું છે નિતુ ?"

નૃત્યકાલીએ અમુલ્યનું આગમન, ગોકુળ વિરુદ્ધ તેણે કરેલી વાતો, બાપુજી સાથે થયેલી ગુપ્ત મંત્રણા વગેરે દરેક હકીકત કહી. અંતે તે બોલી: " જુઓ, અમુલ્ય જરૂર તમને વિપદમાં ઉતારવાનો પ્રયત્ન કરી રહ્યો છે. તમે ચેતતા રહેજો."

ગોકુળે કપાળપર હાથ ફેરવી, એક હળવો નિશ્વાસ નાખી, સહજ સ્વરે કહ્યું: " પરંતુ મને વિશ્વાસ નથી બેસતો."

રૂક્ષસ્વરે નૃત્યકાલી બોલી: " વિશ્વાસ ન બેસે તો ઘેર જઈને ભાત વધારે ખાજો. મારું કર્તવ્ય મેં બજાવ્યું છે. ચેતવું કે ન ચેતવું એ તમારી ઇચ્છાની વાત છે."

ગોકુળે સહજ સ્વરે કહ્યું: " ચેતીને હું શું કરું ? ભાગ્યમાં હશે તે થશે. આ માટે તારે આટલી બધી ચિંતા કરવાની કશી જરૂર નહોતી નિતુ."

નૃત્યકાલી બેઠી હતી, એકદમ ઉભી થઈ ગઈ, રોષથી ગર્જના કરીને બોલી: " મેં ભૂલકરી, અન્યાય થયો. હવે હું કદી ચિંતા નહિ કરું."

એના ક્રોધભર્યા વદન સામે જોઈને ગોકુળે હળવા હાસ્ય સાથે કહ્યું : " રોષ કર્યોને ? "

નૃત્યકાલીએ બંને હાથે પોતાનું મોઢું ઢાંકી દીધું.

ગોકુળે મૃદુસ્વરે કહ્યું : " છી, નિતુ, વળી પાછી છોકરમત ? "

નૃત્યકાલીએ કશો ઉત્તર ન આપ્યો.

ગોકુળ ઊભો થયો. શાંત સ્નિગ્ધ સ્વરે બોલ્યો : " રોષ ન કરીશ નિતુ, તારી વાત મારા હૈયે રહેશે. "

" સરકાર મહાશય ! " કહીને અમુલ્ય ફળીમાં આવ્યો. ગોકુળે નાનાભાઈ સામે હળવી નજર કરી, બાજુમાંથી ઉતાવળા પગલે તે ચાલ્યો ગયો. અમુલ્ય સ્તંભિત ભાવે ઊભો રહ્યો.

આંખ પરથી હાથ ઊઠાવતાં જ નૃત્યકાલીએ સંધ્યાના અસ્પષ્ટ અંધકારમાં અમુલ્યને ઊભેલો જોયો. તે ચમકી અને એના તરફ જતી બોલી : " કોણ ? "

ઉત્તર મળ્યો : " હું અમુલ્ય ચરણ. "

જરા દબાયેલા સ્વરે નૃત્યકાલીએ પ્રશ્ન કર્યો : " કેમ અત્યારે અહિં ? "

અમુલ્યે કહ્યું : " શું નથી આવી શકતો ? "

ચડેલા સ્વરે નૃત્યકાલી બોલી : " ના; અત્યારે બાપુજી ઘરમાં નથી. "

મૃદુહાસ્ય વેરીને અમુલ્ય બોલ્યો : " અત્યાર સુધી શું તેઓ ઘરમાં હતા ? "

ક્રોધ કંપિત સ્વરે નૃત્યકાલી બોલી : " તમે ચાલ્યા જાઓ છો કે નહિ, એ કહો. "

અમુલ્ય ઊભા રહેવાનું સાહસ કરી શક્યો નહિ, ધીરે ધી[રે] તે બહાર ચાલ્યો ગયો. નૃત્યકાલી અનંત વિચારો સાથે ઉંબરા પ[ર] બેસી ગઈ. ઘરમાં સંધ્યાદીપ પ્રગટાવવાનો છે, એ વાત પણ એ[ને] યાદ ન રહી.

# ૧૨

**બ્રાહ્મણનો** પુત્ર અને વૈશ્યની કન્યા. વયમાં એકાદ વર્ષનો તફાવત. એક જ મહોલ્લામાં ઘર; બંને લગભગ સાથે જ રહેતાં, એક સાથે હસી રમીને દિવસો વિતાવતા, જાતિભેદનો પ્રશ્ન એ સમયે મનમાં પણ નહોતો. ગોકુળ આંબા પર ચડીને કેરી પાડતો, નિતુ નીચે ઊભી રહીને વીણતી. ત્યારપછી બંને જણાં ભાગ પાડીને ખાતાં. ગોકુળ તળાવમાં તરતો, નિતુ ગળા સુધીના પાણીમાં ઊભી રહીને સ્તબ્ધ નેત્રે જોતી. બંને જણા અનેક પ્રકારની રમતો રમતાં. નિતુ ખોટી ખોટી રસોઈ બનાવતી, ગોકુળ નળીયાની થાળી કરીને ખોટું ખોટું ભોજન કરતો. નિતુ કાચી કેરીનો છુંદો કરી, મીઠું મરચું ચડાવીને ગોકુળને આપતી, બપોરના વખતે આંબાના વૃક્ષ નીચે બેસીને ગોકુળ કેરીનો છૂંદો ખાતો. નિતુનો બાપ નિતુને ધખતો ત્યારે નિતુ ગોકુળ પાસે આવીને રડતી, ગોકુળ મમતાથી એનાં આંસુ લૂંછતો. બંનેના જીવન વચ્ચે આવા મીઠાં સ્મરણોની એક સાંકળ તૈયાર થયા કરતી.

સારો પૈસો મળે એ આશાએ સરકાર મહાશયે નૃત્યકાલીને મોટી કરી. એમનો હેતુ બર આવ્યો, નિતુ જ્યારે પંદર વર્ષની થઈ, ત્યારે સાડાછસો રૂપિયા લઈને સરકાર મહાશયે નિતુનો સંબંધ ધર્મદાસ નામના એક ચોથવર સાથે નક્કી કર્યો. આ વખતે નૃત્યકાલી પંદર વર્ષની થઈ હતી.

નૃત્યકાલી રડતી રડતી ગોકુળ પાસે ગઈ અને બોલી : " ગોકુળ, તારા સિવાય હું કોઈની સાથે લગ્ન નહિ કરું. "

એ સમયે ગોકુળ સોળ વર્ષનો હતો. તે બોલ્યો : " નિતુ, મારાં ને તારાં લગ્ન થવાં અશક્ય છે. હું બ્રાહ્મણ છું તું વૈશ્ય છે. "

"મોટો બ્રાહ્મણ નહિ તો ! તો હું લગ્ન જ નહિ કરું."

"હવે તું નાની નથી. તું લગ્ન નહિ કરે તો હું સાધુ થઈને ચાલ્યો જઈશ."

"ગોકુળ, મારી જીંદગી બરબાદ થઈ જશે..." કહીને નૃત્યકાલીએ અવળું જોયું. બંને હાથ વતી મોઢું ઢાંકીને તે રડી પડી.

ગોકુળે એને સાંત્વન આપતાં કહ્યું: "છી નિતુ, આવી ગાંડાઈ શું કરે છે ? તું લગ્ન કરવા નથી ઇચ્છતી, પણ હું તો પરણવાનો છું."

નૃત્યકાલીએ ચમકીને કહ્યું: "શું તમે લગ્ન કરશો ?"

"શામાટે ન કરું ?" ગોકુળે હળવા હાસ્યસહ કહ્યું.

ઘડીભર સ્થિર નજરે ગોકુળ સામે જોઈને નૃત્યકાલીએ ઘવાયેલા સ્વરે પ્રશ્ન કર્યો: "શું તમે મને ચાહતા નથી ?"

"ના..."

"સાચું કહો છો ?"

"હા."

"મા કાલીના સોગંદ ?"

ઘડીક નીરવ રહીને ગોકુળ બોલ્યો: "હા..."

નૃત્યકાલીને ગોકુળના સોગંદ પર વિશ્વાસ ન આવ્યો. તે બોલી: "મારા હાથને અડીને કહો..."

હસીને ગોકુળે કહ્યું: "તુ વૈશ્ય છે, હું બ્રાહ્મણ છું. તને અડીને કહેવામાં મને શામાટે ભય હોય ?"

"તો તમારી જનોઈ પર હાથ મૂકીને કહો."

ધ્રૂજતા હાથે પોતાનાં ઉપવીત પર આંગળી ઉપાડી લઈને હસતાં હસતાં ગોકુળ બોલ્યો: "હવે ખાત્રી થઈને ? ન થઈ હોય તો કહે, ગમે તે સોગંદ ખાવા તૈયાર છું."

રોષ, વ્યથા અને અભિમાન સહિત દ્રષ્ટિ કરીને નૃત્યકાલી કઠોર સ્વરે બોલી: "મારે કશું નથી સાંભળવું. પણ યાદ રાખજો, ભવિ-

બ્યમાં જે દિવસે તમે મારી સામે આવશો કે મારી સાથે આવશો તે દિવસે હું બતાવી દઈશ કે એ દિવસ કાં તમારો હશે, કાં મારો હશે!"

ક્રોધ અને વ્યથાથી ધ્રૂજતી ધ્રૂજતી નૃત્યકાલી ચાલી ગઈ. ગોકુળ પણ એક દીર્ઘ નિશ્વાસ નાખીને વિદાય થયો.

ધર્મદાસ સાથે નૃત્યકાલીના લગ્ન થઈ ગયાં.

સાસરે ગયા પછી ધર્મદાસનો આદરભાવ જોઈને નૃત્યકાલીનું હૃદય ચીરાઈ ગયું. અનંત આશાઓનું વિસર્જન કરીને આવેલી નૃત્યકાલીએ ભગવાનને પ્રાર્થના કરી, 'પ્રભુ, મારી સઘળી આશાઓ નષ્ટ થઈ ગઈ છે, માત્ર એક જ આશા રહી છે...મારા પર દયા કરીને મારી આશા સફળ કર...મને વૈધવ્યનું દાન દે...નહિ તો જીવવા માટે મને કોઈ વિસામો નહિ મળે વૈધવ્ય સિવાય મારી કોઈ કામના નથી.'

અને ભગવાને એની પ્રાર્થના સાંભળી. એક વર્ષમાં જ ધર્મદાસ નવયૌવના પત્નીને મૂકીને પોતાની આગલી ત્રણ પત્નીઓ તરફ ચાલ્યા ગયા.

સધવાના શણગાર ઉતારીને નૃત્યકાલી પિતાના ઘેર આવી.

પિયર આવ્યા પછી નૃત્યકાલીએ ઘણીવાર ગોકુળને જોયો હતો, પરંતુ બંને વચ્ચે કોઈ પ્રકારની વાતો નહોતી થઈ. એક વખત ગોકુળે કુશળ-પ્રશ્ન કર્યો, નૃત્યકાલીએ દાંત વચ્ચે હોઠ દબાવીને કેવળ પોતાનો અલંકારશૂન્ય હાથ દેખાડયો અને આછું હાસ્ય કર્યું. ગોકુળ એક દીર્ઘનિશ્વાસ નાખીને એકદમ ચાલ્યો ગયો. પરંતુ નૃત્યકાલીએ

કોઈ પ્રકારનો નિશ્વાસ ન નાખ્યો; એતો પહેલાંની માફક હસતી, રમતી, વાતો કરતી આડોશ પાડોશમાં ફરવા લાગી. વૈધવ્યથી એને જરાપણ દુ:ખ કે શોક થયો છે, એવું કોઈને દેખાતું નહિ. એની વાતોમાં પણ કોઈને કોઈ પ્રકારનો દુ:ખનો બોજો નહોતો દેખાતો. એથી લોકો એના સંબંધી મનમાં મનમાં અનેક પ્રકારના તર્ક–વિતર્ક કરવા લાગ્યા. પરંતુ દાર્શનિક પ્રમાણના અભાવે કોઈને પોતાના મનની વાત પ્રગટ કરવાનો સુયોગ ન મળ્યો.

નૃત્યકાલીમાં કોઈ પ્રકારનું પરિવર્તન ન દેખાયું એ સાચું, પરંતુ ગોકુળના જીવનમાં ભારે પરિવર્તન થઈ ગયું. જે દિવસે નૃત્યકાલીએ હસતા હસતા પોતાનો વૈધવ્યથી દાઝેલો હાથ ગોકુળની સામે ઉંચો કર્યો હતો, તે દિવસથી ગોકુળના જીવનમાં ઘોરતર પરિવર્તન શરૂ થયું. નૃત્યકાલીના તે દિવસના શ્લેષપૂર્ણ હાસ્યે ગોકુળના હૈયામાં દટાઈ રહેલી વેદનાને જાગૃત કરી. જીવનમાં પોતે મહાન અપરાધ કર્યો છે, એવું તેના પ્રાણને થયું. નૃત્યકાલીના વૈધવ્યનો, નૃત્યકાલીની અનંત આશાઓના વિનાશનો, નૃત્યકાલીના કચડાઈ ગયેલા જીવનનો અને નૃત્યકાલીના ભાંગી ગયેલા મનનો પોતે જ જવાબદાર છે, એવું ગોકુળના હૃદયમાં થયું. એને પોતાનું જીવન અસંપૂર્ણ અને અપદાર્થ જણાવા લાગ્યું, સંસારના સુખ–દુ:ખ, આનંદ–નિરાનંદ, બધું એની સામે કડવું ઝેર બની ગયું. ગોકુળ એક નુતન મનુષ્ય બની ગયો. ગોકુળના આ અસ્વાભાવિક પરિવર્તનનું કારણ કોઈ સમજી શક્યું નહિ.

માત્ર નૃત્યકાલી જ એનું કારણ સમજી શકી; સમજીને તે મનમાં મનમાં હસી. એ આનંદનું હાસ્ય હતું કે તૃપ્તિનું હાસ્ય હતું, એ પોતે પણ ન સમજી શકી.

વર્ષો વીતી ગયા પછી આજ તે જાણે બધા સંદેહની મીમાંસા કરી શકી. હાય ગોકુળ! શું તું નિતુને નથી ચાહતો? અરે, તું આટલો મિથ્યાવાદી?

સંધ્યા વીતી, રાત્રિએ પાલવ પાથર્યો. અંધકારમાં ઘર, બાર, વૃક્ષ, વેલ, ધરતી, આકાશ બધું જાણે ઢંકાઈ ગયું. છતાં પણ નૃત્યકાલી ન ઉભી થઈ કે ન તેણે પ્રદીપ ચેતવ્યો; હૃદય જેવા અગાધ અંધકાર સામે દ્રષ્ટિ સ્થાપીને કોઈ સંજ્ઞાહીનાની માફક તે બેસી રહી.

હૈયા વચ્ચે ભૂતકાળના સ્મરણો જીવતાં થયાં હતાં.

૧૩

**ક્રોધવશ** બનીને ગોકુળે જૂદા થવાનું જેટલું સહજ માન્યું હતું, ધીરેધીરે ક્રોધ હળવો પડચા પછી એને સમજાયું કે જૂદા થવા જેવું કઠણ કામ અન્ય કોઈ નથી. માનસિક ઉત્તેજનાનો વિરામ થયા પછી એને આશ્ચર્ય થયું કે લોકો ભાઈ ભાઈ વચ્ચે કેવી રીતે જૂદા થતા હશે ? ખરેખર ક્રોધ ચાંડાલ છે! ક્રોધવશ બનીને પોતે જૂદો થવા તૈયાર ગયો હતો, એ વિચારીને એને પોતાની જાતપર ધિક્કાર છૂટચો. અમુલ્ય અને ફઈબાએ ગોકુળને શાંત બનેલો જોઈને માનસિક શાંતિ સાથે આશ્ચર્ય અનુભવ્યું. એકાએક જૂદા થવાની ઉત્તેજના એના મગજમાં શા માટે જાગી હતી, એ કોઈ સમજી શકયું નહિ.

સંસારના બે કટકા ન થયા એ જોઈને ગોકુળને આનંદ થયો ખરો, પરંતુ એનો એ આનંદ સ્થાઈ રહ્યો નહિ. એકાએક એવી ઘટના બની ગઈ કે ગોકુળ જૂદો થયા વગર રહી શકચો નહિ.

એક દિવસે અચાનક ગોકુળે સાંભળ્યું, પોતાના ઉદાર માલિક વયોવૃદ્ધ ત્રિલોચનસિંહ પરલોક સિધાવી ગયા છે. પિતાના મૃત્યુ પછી પુત્ર દેવેન્દ્રનાથે જમિનદારીની સુવ્યવસ્થામાં મન પરોવ્યું, અને પુરાતન રૂશ્વતખોર કર્મચારીઓના સ્થાને નવા નવા માણસો મૂકવા શરૂ કર્યા. નવા કર્મચારીઓએ માલિક સમક્ષ પોતાની કાર્યદક્ષતા વ્યક્ત કરવા ખાતર જૂના કર્મચારીઓની લાંચ રૂશ્વત, ખાયકી, ગોટાળા વગેરેની તપાસ શરુ કરી. આના પરિણામે જૂના નોકરોની માત્ર નોકરી જ ન ગઈ, પરંતુ અનેક દેણદાર બન્યા, ઘણાએ દર-

દાગિના જમીન વગેરે ગીરવી મૂકીને જમિનદારના દેણામાંથી છૂટકારો મેળવ્યો. જૂના નોકરોમાં એક પ્રકારનો ભયાનક ઉલ્કાપાત મચી ગયો.

ગોકુળના વહિવટની તપાસનો પણ વારો આવ્યો. ગોકુળ એ માટે તૈયાર હતો. ભગવાનનું નામ સ્મરણ કરીને તેણે ચોપડા રજુ કર્યા. થોડા દિવસો પછી તે ખાનગી પેટે જાણી શક્યો કે, હિસાબમાં જમિનદારના સાડા સાતસો રૂપિયા લેણા નીકળે છે. માથા પર હાથ મૂકીને ગોકુળ ધરતી પર બેસી ગયો. તેણે શંકિત ચિત્તે અને મ્લાન વદને ઘેર આવીને અમુલ્ય તથા ફઇબાને બોલાવી સઘળી વાત કહી. સાંભળીને ફઇબા તો રડી ઉઠયાં. બોલ્યાં: "અરેરે! આ શું થઈ ગયું! તારી સાથે મારો અમુલ્ય પણ રસ્તાનો ભીખારી થઈ જશે!"

માથા પર હાથ મૂકીને ગોકુળ અધો વદને બેસી રહ્યો. અમુલ્યે ફઇબાને રોકકળ કરતાં અટકાવી, હવે શું કરવું જોઈએ એ વિચારવાનું જણાવ્યું. જમિન બચાવીને જમિનદારના દેણામાંથી કેમ છૂટી શકાય, એનો કોઈપણ સરલ ઉપાય સુઝયો નહિ,

ઘણા મનોમંથન પછી છેવટે અમુલ્યે કહ્યું: "એક કામ કરો મોટાભાઈ, જમિન વગેરેની આપણે વહેંચણી કરી લઈએ. એટલે અડધો ભાગ તો બચી જશે."

ગોકુળે સ્થિર નજરે અમુલ્ય સામે જોયું. ફઇબાએ વ્યગ્રભાવે કહ્યું: "એ બરાબર છે ગોકુલ, બંને ભાઈઓએ શા માટે રસ્તાપર ઉભું રહેવું જોઈએ?"

ગોકુળે કશો ઉત્તર ન આપ્યો, બંને હાથ વચ્ચે માથું દબાવીને તે નીરવ ભાવે બેસી રહ્યો. અમુલ્યે ફઇબાના શબ્દો સાંભળીને ગર્વભર્યા સ્વરે કહ્યું: "રસ્તા ઉપર શા માટે ઉભા રહેવું જોઇએ? કોઈને રસ્તાના ભીખારી નહિ થવું પડે. એ માટે સુંદર યુક્તિ છે."

ફઇબાએ આગ્રહભર્યા વદને જીજ્ઞાસા કરી: "કઈ યુક્ત છે અમુલ્ય, કઈ યુક્તિ?"

ફઈબાના પ્રશ્નનો ઉત્તર ન આપતાં અમુલ્યે ગોકુળને સંબોધન કરીને કહ્યું: "એક કામ કરો ભાઈ, હજી તમે ખુલ્લી રીતે દેણદાર જાહેર થયા નથી. તમે તમારા ભાગની એક બે વીઘા જમિન રાખીને બાકીની સઘળી ફઈબાના નામ પર ચડાવી દો. એમ થશે તો કોઈ એ જમિનમાં માથું મારી શકશે નહિ. લોકો પણ જાણે છે, કે ફઈબા પાસે મુડી છે. સીધું વેચાણખત લખી આપો એટલે બધી ચિંતા ટળી જાય."

ફઈબાએ હર્ષભર્યા સ્વરે કહ્યું: "ધન્ય છે તારી બુદ્ધિને અમુ, ભણ્યા ગણ્યા વગર શું આટલી બુદ્ધિ આવે ખરી?"

પરંતુ ગોકુળે આનંદ પ્રગટ ન કર્યો, તેણે વિષાદ ગંભીરસ્વરે કહ્યું: "પરંતુ દેણું કેવી રીતે પતાવવું?"

અમુલ્યે કહ્યું: "દેણું શેનું? દેણું તો સાવ ખોટું છે! તમે તો કોઈ દિવસ ચોરી કરી નથી."

મોઢું ઉંચું કરીને ગોકુળ દીપ્તસ્વરે બોલ્યો: "એક પૈસો પણ નથી લીધો. ઈશ્વર અને ધર્મ જાણે છે, માલિકની એક પાઈ પણ મારા માટે ગાયના લોહી જેવી છે."

ઉત્સાહભર્યા સ્વરે અમુલ્યે કહ્યું: "તો પછી શું છે, ખોટા દેણા માટે તમારે આટલો ભય શા માટે રાખવો જોઈએ?"

ગોકુળે કહ્યું: "દેણું ખોટું છે, પણ લોકો તો દેણદાર જ કહેશેને?"

વિરક્તિ સહિત અમુલ્ય બોલ્યો: "લોકો ભલે કહે, એથી શું? કોઈ ખોટી રીતે તમારી સંપત્તિ પડાવી લેવા આવે, તો તમે શું આપી દેશો?"

ગોકુળે કહ્યું: "ભાઈ, આપણે ગરીબ છીએ, જમીનદાર શ્રીમંત છે. આપણી વાત કોઈ સાચી માને નહિ..."

ફઈબા બોલ્યા: "જો ભાઈ, તું આ બાબતમાં તારી જીદ પકડીશ નહિ. અમુની વાત એકવાર બરાબર સાંભળી લે."

અમુલ્યે કહ્યું: "આ બાબતમાં ઢીલ કરશો તો નહિ ચાલે, દેણું જાહેર રીતે બહાર પડયા પછી વેચાણખત કાયદેસર નહિ ગણાય. આજે જ ચાલો, જમીન જગ્યા બધું ફઈબાના નામ પર રજીષ્ટર કરી આવીએ, ત્યારપછી આવતી કાલે જૂદા થઈશું, હું એ દિવસ ઑફિસમાં ગેરહાજર રહીશ."

ગોકુળે એક દીર્ઘ નિશ્વાસનો ત્યાગ કર્યો.

ઇચ્છા ન હોવા છતાંયે ફઈબા અને અમુલ્યના દબાણ આગળ ગોકુળને સંમત થવું પડયું. સરકાર મહાશયે દસ્તાવેજ વગેરે ઠીકઠાક કરી દીધું. શ્રીમતી રાસેશ્વરીનું–ઘરખર્ચના હિસાબે સાડા પાંચસો રૂપિયાનું લેણું નિકળે છે અને એ લેણું ચૂકવવાનો કોઈપણ ઉપાય ન હોવાથી ગોકુળ ચક્રવર્તી અને એનો ભાઈ અમુલ્ય ચક્રવર્તી પોતાની બ્રહ્મોત્તર અને ખરીદેલી એકવીસ વિઘા જમિનમાંથી ચૌદ વીઘા જમીન, ખડકી, તળાવ અને બાગ રાસેશ્વરીદેવીને સ્વસ્થ ચિત્તથી, સરલ અંતઃકરણ વડે, સારી તબીયતે કોઈ પ્રકારના વાંધા વચકા વગર વેચાણ આપે છે. આ મતલબનો દસ્તાવેજ તૈયાર થઈ ગયો.

પુરાવાનો વાંધો ઉભો ન થાય એટલા ખાતર સરકાર મહાશયે એકાદ વર્ષ પહેલાંની મીતિ નાખીને બે હેન્ડનોટ પણ તૈયાર કરાવી. વેચાણ ખત રજીસ્ટર થઈ ગયું.

આ કાર્ય પુરું કરીને બંને ભાઈ સાંજના ઘેર આવ્યા. ઘેર આવીને અમુલ્ય જમવા ગયો. ગોકુળ ઓરડામાં જઈને સૂઈ રહ્યો. તે દિવસે તેણે કશું ખાધું નહિ.

બીજે દિવસે સવારે અમુલ્ય પાડોશના પાંચ જણને બોલાવી લાવ્યો. ગોકુળે કહ્યું: "જમીનનું તો પતી ગયું છે, હવે આ બધું શા માટે કરવું જોઈએ?"

અમુલ્યે કહ્યું: "તમે ચિંતા ન કરો, ભય ટળી ગયા પછી ફરી એક થતાં કેટલીવાર લાગવાની હતી!"

ગોકુળે કશો વિરોધ ન કર્યો. બાકી રહેલી જમીન, ઘર, વાસણ કુસણ વગેરે દરેક વસ્તુના ભાગ પડી ગયા! ભાગ વેંચીને મધ્યસ્થ માણસો ચાલ્યા ગયા. ગોકુળ માથા પર હાથ મૂકીને બેસી રહ્યો,

અમુલ્ય નાહી ધોઈને જમવા બેઠો એટલે નાની વહુએ પ્રશ્ન કર્યો: "મોટાભાઈ શું આજે જમવાના નથી ફઈબા?"

ફઈબાએ કહ્યું: "ઓહો! આજ કંઈ જૂદી રસોઈ નહિ થાય. આજ અહિંજ જમશે."

અમુલ્યે માથું ધૂણાવીને કહ્યું: "ના, આજ તો ભાઈએ જૂદી રસોઈ કરીને જ જમવું જોઈએ. જૂદા થયાની સાબિતી રહેવી જોઈએ."

નાની વહુએ સ્વામી સામે વક્ર નજરે જોયું.

ગોકુળ સ્નાન કરીને આવ્યો એટલે નાની વહુએ ચુલો સળગાવી દીધો. ગોકુળે એક તપેલીમાં ભાત ચૂલે ચડાવ્યો.

ભાત રંધાયો ત્યારે સૂર્ય માથા પરથી પશ્ચિમ તરફ જઈ રહ્યો હતો. આગલા દિવસની લાંઘણથી ગોકુળનું આખું શરીર ઝણઝણી રહ્યું હતું. પરંતુ થાળીમાં ભાત લઈને જમવા બેઠો ત્યારે તે ભાતનો એક દાણો પણ ખાઈ શક્યો નહિ. માત્ર આંસુ વડે એ ભાત ભીના થયા. ગોકુળે આંસુભીના ભાત તળાવના પાણીમાં પધરાવી દીધા. ત્યારપછી ઓરડાને તાળું મારી તે કચેરી તરફ ચાલ્યો.

કેટલાક દિવસ પછી જમિનદારની વડી કચેરીએથી ગોકુળને બોલાવવામાં આવ્યો. ગોકુળે ત્યાં જઈ સાંભળ્યું, એના હિસાબમાં સાતસો ઞ્યાંસી રૂપિયા લેણા નીકળે છે. સાત દિવસમાં આ નાણા ભરપાઈ કરવામાં નહિ આવે તો કાયદાનો આશ્રય લઈને નાણાં વસુલ કરવામાં આવશે. આ માટે ગોકુળે પોતાની પ્રમાણિકતા સમજાવવા માટે ઘણી પ્રાર્થના કરી પરંતુ નવા વહિવટદારે કોઈ વાત સાંભળવાની ચોકખી ના પાડી. ગોકુળ આંસુભર્યા નયને ઘેર આવ્યો.

એની જગ્યાએ હરિશ નામનો એક માણસ ગુમાસ્તા તરીકે નિયુક્ત થયો.

સાત દિવસમાં ગોકુળ ક્યાંયથી પૈસા મેળવી શકયો નહિ. એના નામ પર અદાલતમાં ફરિયાદ નોંધાણી, સમન્સ આવ્યો. ગોકુળે મુકદ્દમાનો કોઈ ઉત્તર ન આપ્યો. મુકદ્દમાની એકતરફી ડીક્રી થઈ. જમીનદારે ગોકુળની તમામ જમિન, ઘર બાર અને સંપત્તિપર ટાંચ મૂકી. રાસેશ્વરીદેવીના પ્રતિનિધિ બનીને અમુલ્યચરણે ટાંચ સામે કલેમ કર્યો. સરકાર મહાશયે મુકદ્દમાની સઘળી વ્યવસ્થા કરી આપી. ન્યાયાધિશે દલિલ-પત્ર વગેરે જોઇને રાસેશ્વરી દેવીના કલેમને મંજુર કર્યો. એટલે જમિનદારને ગોકુળની સાડા ત્રણ વીઘા જમિન અને ઘરનું લીલામ કરીને સંતોષ લેવો પડયો. અમુલ્યચરણે બસો રૂપિયા ઉધાર લઇને જૂદા નામથી ભાઈની મિલ્કત લીલામમાં ખરીદી લીધી. જમીનદારે બાકીના રૂપિયા વસુલ કરવા માટે ગોકુળના નામે વોરંટ કઢાવ્યું.

ફઇબાએ કહ્યું: " મોટી વહુના શરીર પર પાંચસો રૂપિયાના ઘરેણાં છે. એ વેચીને જમીનદારના પાપમાંથી તું છૂટો થા."

ગોકુળના નયનો વક્ર બન્યાં.

અમુલ્યે કહ્યું: " ફઇબા, તમે પણ અજબ છો ! ભાઈ જેલમાં જશે, પણ મારી ભાભીના ઘરેણા પર હાથ નહિ મૂકે. બીજ વરની પરણી છેને..."

ફઇબાએ કહ્યું: "ભાઇ, ઘણા બીજી વાર પરણે છે ! કાંઈ મારો ગોકુળ એકલો બીજીવાર નથી પરણ્યો ! આવા પ્રસંગે બાયડીના ઘરેણાં કામ ન આવે તો ક્યારે કામ આવે ? ઘરેણાં ગાંઠાં શા માટે છે ? આપદ્દ વખતે જ એ કામ આવે."

નાની વહુએ સ્વામી તરફ નજર કરીને કહ્યું: " જુઓ, બે વીઘાં જમિન વેચીને બધું પતાવી દોને મોટાભાઈ શું જેલમાં જશે ?"

અમુલ્યે સ્ત્રી પ્રત્યે કરડી નજરે જોઇને કઠોર શબ્દોનો પ્રયોગ કર્યો.

**સાત** દિવસ પછી ઘેર આવીને સ્હવારના યોગેન્દ્રનાથ જ્યારે ચાપાન કરવા બેઠા, ત્યારે સાતદિવસની ભેગી થયેલી ટપાલનો થોકડો મુનિમે સામે મુક્યો. યોગેન્દ્રનાથ સાત દિવસથી ઘેર નહોતા તેઓ વ્યવસાયી વેપારી હતા, વ્યવસાય માટે ઢાકા, નારાયણગંજ, મયમન સિંગ વગેરે સ્થળોએ પર્યટન કરી રહ્યા હતા. એટલે એમના નામના બધા કાગળો ઘેર ભેગા થયા હતા.

પચીસ ત્રીસ કાગળો હતા. ચાપાન પુરૂં કરીને તેઓ એક પછી એક કાગળોના સરનામા જોવા લાગ્યા. એક કવર પર પરિચિત અક્ષરો જોઈને તેઓ ચમકી ઉઠયા. બધા પત્રો એક બાજુ મૂકી તરત તેમણે એ કવર ફોડયું, અને વ્યગ્રભાવે અંદરનો પત્ર કાઢી વાંચવો શરુ કર્યો. વાંચતા વાંચતા પત્રની સાથે એમનો હાથ પણ ધ્રુજવા માંડયો. પત્રમાં લખ્યું હતું;–

"પ્રિયભાઈ યોગેન,

લગભગ સાત વર્ષ પહેલાં તને પત્ર લખ્યો હતો. જે વરસે તેં હંમેશ માટે ગામનો ત્યાગ કર્યો, તેના બે વર્ષ પછી મારી પત્ની મૃત્યુ પામી. એ વાતને આજ પાંચ વરસ થઈ ગયાં. જે દિવસે તું ચાલ્યો ગયો હતો, તે દિવસે મનમાં ગાંઠવાળી હતી કે તારી સાથે કોઈ પ્રકારનો સંબંધ ન રાખવો, જીવનમાં તારા સમાચાર જાણવાની પણ ઈચ્છા ન રાખવી. તેથી જ વચ્ચે વચ્ચે તારા પત્રો આવતા હતા, અને હું એ પત્રોનો કોઈ ઉત્તર આપતો નહિ, એટલું જ નહિ પણ તારા સઘળા પત્રો મેં વાંચ્યા પણ નહિ હોય! જેણે ધર્મનો ત્યાગ

કર્યો, સમાજનો ત્યાગ કર્યો એની સાથે સંબંધ શા માટે? પરંતુ ભાઇ, મનુષ્યનો અહંકાર ભગવાન તોડી નાખે છે, અભાવથી અહંકારનો નાશ થાય છે. જેનું મોઢું ન જોવાની પ્રતિજ્ઞા કરી હતી, તેનું આજ શરણ લેવું પડે છે. મારા અહંકારનો ચુરો થઈ ગયો છે. અભાવમાં સપડાઈને રોષ, અભિમાન, ગર્વ બધાને દૂર કરીને આજ સાત વર્ષ પછી હું તને પત્ર લખું છું.

આ પત્ર ક્યાં બેસીને લખ્યો છે એ કહું? રામપુરની કાચી જેલમાં બેસીને. તું ચમકીશ નહિ, મેં ચોરી–લૂંટ કરી નથી, કોઈનું માથું ભાગીને અટકમાં આવ્યો નથી, આવ્યો છું દેણદાર બનીને. હું જમીનદારનો દેણદાર છું. કોઈ દિવસ એક પૈસો પણ લીધો નથી, છતાં સાડા સાતસો રૂપિયાનું દેણું છે. આથી હું મારા ભાઇથી જૂદો થયો છું, જમીન–જગ્યાનો મોટો ભાગ ફઈબાના નામે ચડાવી દીધો છે. મારી પોતાની જે બે વિઘા જેટલી જમિન હતી, એ બસો રૂપિયામાં ગઇ છે. બાકીના સાડા પાંચસો રૂપિયા ખાતર અટકમાં આવ્યો છું. પરમદિવસે મુકદ્દમાની મુદત છે. મને લાગે છે... લાગે છે નહિ પણ જરૂર મારે જેલમાં બેસવું પડશે. કેટલા દિવસો સુધી, એ તો ન્યાયાધિશ જાણે!"

યોગેન બાબુએ વ્યગ્રભાવ પત્ર ઉપરની તારીખ જોઈ, આઠ દિવસ પહેલાની તારીખ હતી. પત્ર હાથમાં રાખીને યોગેન્દ્રનાથે બન્ને હાથ કપાળ પર મૂક્યા.

થોડીવાર પછી સ્વસ્થ થઇ, પત્ર આંખ સામે ધર્યો અને બાકીનો ભાગ વાંચવો શરૂ કર્યો:—

"જમિન જગ્યા જે કંઈ હતી, એ બધી વેચી નાખી હોત તો મારે જેલમાં ન જવું પડત, પરંતુ ભાઇ રસ્તાનો ભિખારી થાત. એથી ફઈબાના નામે અગાઉથી એ બધી વ્યવસ્થા કરવી પડી. ખોટું તો નથી કર્યું ને? બીજીવાર લગ્ન કર્યાં છે. સ્ત્રીના શરીર પર ચારસો પાંચસો રૂપિયાના ઘરેણાં હતાં, પણ એના ઉપર મારો શું

અધિકાર ? પત્નીને રઝળતી કરવાનો મને શો હક્ક હોઈ શકે ? પ્રથમ મનમાં થયું હતું, જેલમાં જવું, એમાં ભયશો ? સંસાર કરતાં શું જેલ વધારે ભયંકર છે ? પરંતુ આજ જેલના દરવાજા પાસે આવીને જેલ ઘણી ભયાનક દેખાણી છે. જાણે અંતઃકરણમાં મુંઝવણ ઉભી થઇ છે ! એટલે આજ તને આ સમાચાર જણાવું છું. તારાસિવાય હું કોને જણાવું ? તારા પરથી મારો રોષ ઓછો નથી થયો, તારા માટે મારા મનમાં ઘણી ઘૃણા છે, છતાં તારા સિવાય આ સંસારમાં મારું કહી શકું એવું કોઈ નથી. આ ભયાનક સ્થાનમાં જો કોઈ મારો ઉદ્ધાર કરી શકે એમ હોય, તો તે તું છે. હું રાહ જોતો બેઠો છું. પરમદિવસે મુકદમાની તારીખ છે. એ દરમ્યાન તારી સહાય મળે તો સારું, અને ન મળી શકે તો પણ કોઈ આપત્તિ નથી. કારણ કે, પછી મને જેલ આટલી ભયંકર નહિ લાગે, હું હસતા હસતા જેલમાં જઈ શકીશ.

તારો ગોકુળ"

હાથમાં પત્ર રાખીને યોગેન્દ્રનાથ ઉન્મત્તભાવે બોલી ઉઠયાઃ– "ગાડી ! ગાડી !"

મુનિમે એકદમ આવીને કહ્યુંઃ "ગાડી જોડવાનું કહું ?"

ચારે તરફ દ્રષ્ટિ કરીને યોગેન્દ્રનાથે કહ્યુંઃ "ના રામપુર જનારી ગાડી. કેટલા વાગે ટ્રેન જાય છે જુઓ તો."

મુનિમે તરત ટાઈમટેબલ ખોલી ગાડીનો સમય જોવા માંડ્યો જોઈને કહ્યુંઃ "ત્રણને વીસ મિનિટે એક ગાડી જાય છે."

માથાપર હાથ ફેરવતાં ફેરવતાં અસહિષ્ણુભાવે યોગેન્દ્રનાથ બોલ્યાઃ "ત્રણ વાગે ?"

"જી હા."

યોગેન્દ્રનાથે કહ્યુંઃ "છસો રૂપિયા લઈને તમે તૈયાર રહેજો. ત્રણને વીસની ગાડીમાં તમારે મારી સાથે આવવાનું છે."

ગભરાતાં ગભરાતાં મુનિમે કહ્યું: "સાડા ત્રણ વાગે બર્ડ કંપનીનો સાહેબ સોદો નક્કી કરવા આવવાનો છે."

ઉત્તેજીત સ્વરે યોગેન્દ્રનાથે કહ્યું: "સાહેબ જહન્નમમાં જાય. પૈસા લઇને તમે વખતસર તૈયાર રહેજો."

માલિકના આદેશનો પ્રતિવાદ કરવાનું સાહસ ન કરતાં મુનિમ ધીરેધીરે ચાલ્યો ગયો. યોગેન્દ્રનાથ વિચારમય હૈયે ખુરશી પર બેસી ગયા. ભૂતકાળની ઘણીવાતો, ઘણી ઘટનાઓ આવીને આજ એની સ્મૃતિના દ્વાર ખખડાવવા લાગી.

બાલ્યકાળથી મા બાપ મરી ગયાં હતાં. મામાને ઘેર રહેવું પડતું. મામાનું તાડન અને પ્રહાર! મામીના વાક્યબાણો અને તીરસ્કાર! જાણે સ્નેહ જેવું કશું નહોતું. જીંદગીના સુમધુર સ્વપ્ન સમો બાલ્યકાળ કેવા દર્દ વચ્ચે વિત્યો હતો? સમવેદના અને સ્નેહ માટે જ્યારે જ્યારે હૈયું ઝંખના કરતું ત્યારે ત્યારે વેદના સિવાય કશું નહોતું મળતું. આથી યોગેનનું કોમળ હૃદય ભાંગીને ભુક્કો થઈ જતું. ઘણા દિવસો અનાહારે જતા, ઘણા દિવસો અધૂરા આહારે જતા. બાલ્યાકાળના સ્મરણો હૈયે ચડતાં જ યોગેન્દ્રનાથનું હૃદય ધ્રૂજી ઉઠ્યું.

આટલા અનાદર અને દર્દ વચ્ચે કોઈ જીવી શકે નહિ. પણ અનાથ યોગેન્દ્ર જીવ્યો એ જીવનની પાછળ વિધાતાના હાથ કરતાં પણ મહાન એવી એક માતાની મમતા હતી. કરુણાની મૂર્તિ સમી એ નારીએ યોગેનને પોતાના ખોળામાં લઈ લીધો હતો. એ કરુણાની પ્રતિમા ગોકુળની જનની હતી.

ત્યારે ગોકુળની અવસ્થા પણ સારી નહોતી. પરંતુ પૈસાનું મુલ્ય શું છે? એ દરિદ્ર રમણીનાં હૃદયમાં સ્નેહનો અખૂટ ભંડાર ભર્યો હતો, જે કુબેરના ઐશ્વર્ય કરતાં યે મહાન, રત્નાકર કરતાં યે વિશાળ હતો. મામા મામીના ત્રાસથી નિરાશ થયેલો યોગીન ગોકુળની મા પાસે આવતો અને ગોકુળની મા મમતાથી એની વેદના ધોઈ

નાખતી. એ દરિદ્ર માતાના ઘેરથી મળતા એક મુઠી મમરા યોગેન માટે અમૃત સમા થઈ પડતા. આ સિવાય ગોકુળનો પ્રેમ. સગાભાઈ પાસેથી પણ આટલો પ્રેમ ન મળી શકે! ગોકુળ હંમેશાં યોગીનની દરકાર રાખતો અને પરાણે જમાડતો.

મામાની જરા પણ ઈચ્છા નહોતી છતાં યોગેન્દ્રનાથ પોતાના પ્રયત્નથી અને ગોકુળના પ્રોત્સાહનથી મેટ્રીકમાં પાસ થયો. માત્ર પાસ ન થયો—દસ રૂપિયાની છાત્રવૃતિ મેળવી. ગોકુળની સલાહ અને પ્રેરણાથી તે કલકત્તાની કોલેજમાં દાખલ થયો. પ્રયત્નશીલ માણસને કોઈ રૂકાવટ નડતી નથી, યોગેનને કલકતામાં એક પ્રાઇવેટ ટ્યુશન મળ્યું. તે બ્રાહ્મધર્માવલંબી અનાદિનાથ ચટ્ટોપાધ્યાયની એકનીએક કન્યા અનિલાનો ગૃહ શિક્ષક બન્યો.

અનાદિબાબુના આશ્રયે રહીને યોગેન્દ્ર માત્ર બી. એ. પાસ ન થયો, અનાદિબાબુનો જમાઇ બનીને એમની વિપુલ સંપત્તિનો ઉત્તરાધિકારી પણ બન્યો. લગ્ન પહેલાં તેણે ગોકુળ સાથે ઘણી ચર્ચા કરી. ગોકુળે ધર્મ અને સમાજનો ત્યાગ ન કરવા માટે ઘણું કહ્યું, પરંતુ યોગેન્દ્રનાથે એ કંઈ સાંભળ્યું નહિ; તેણે ગોકુળના નિષેધની ઉપેક્ષા કરી, પણ અનીલાના ગંભીર અનુરાગની ઉપેક્ષા એનાથી થઇ શકી નહિ. ગોકુળે એનો તિરસ્કાર કર્યો, યોગેન્દ્રનાથે બધું હસવામાં કાઢી નાખ્યું. ત્યાર પછી તે બ્રાહ્મધર્મમાં દીક્ષિત થયો અને અનિલા સાથે લગ્નગ્રંથીથી જોડાયો; ગોકુળે સ્વધર્મત્યાગી મિત્રના સંબંધનો પરિત્યાગ કર્યો.

ગોકુળે એની સાથે દરેક પ્રકારનો સંબંધ છોડી દીધો હતો, છતાં પણ યોગેન્દ્રનાથ ગોકુળનો સંબંધ દૂર કરી શકયા નહિ. તેમણે વચ્ચે વચ્ચે પત્ર લખીને સમાચાર જાણવાનો પ્રયત્ન ચાલુ રખ્યો, પરંતુ ગોકુળે કોઇ પત્રનો ઉત્તર ન આપ્યો. એકવાર યોગેન્દ્રનાથ ગોકુળના ઘેર ગયેલા, ગોકુળે મન દઇને વાતો ન કરી. ગોકુળને પોતાના

ધંધામાં સહાયકારી બનાવીને પોતાનું ઋણ હળવું કરવાનો પ્રયત્ન યોગેન્દ્રનાથે કરી જોયો, પરંતુ ગેકુળે ઘૃણા સહિત એ તકને પાછી વાળી. યોગેન્દ્રનાથ હતાશ હૈયે ઘેર આવતા રહ્યા.

ભૂતકાળના સ્મરણો યોગેન્દ્રનાથના મનમાં તાજાં થયાં. એનું મન બોલી ઉઠ્યું : " સાત સાત વર્ષના દીર્ઘકાળ પછી એ જ અડગ ગોકુળ મારી સહાય યાચી રહ્યો છે ! આહ્, આજે જીવનમાં કેટલો આનંદ છે ? પરંતુ...ગોકુળ, તેં મને તારી મુંઝવણ વહેલાં શામાટે ન જણાવી ? તુચ્છ પાંચસો રૂપિયા માટે તું આજ જેલનો અતિથિ બન્યો છે, અને તારા જ અન્નથી—સ્નેહથી પોષાયેલો હું આજ લક્ષાધિપતિના આસને બેઠો છું ! ભાગ્યનો કેવો નિષ્ઠુર પરિહાસ ! "

ભૂતકાળની સ્મૃતિઓના વેગમાં યોગેન્દ્રનાથ જાણે સ્વપ્નની દુનિયામાં સમાઈ ગયા.

દસ વાગી ગયા. ઘરમાંથી સ્નાનાહારની તાકીદ થઈ. યોગેન્દ્રનાથ ઊઠીને ઘરમાં ગયા. અનિલાએ કહ્યું : " આજ કેટલાય દિવસથી વીરેનને તાવ આવે છે. ગઈ રાતથી તાવ કંઈક વધારે છે. કોઈ સારા દાક્તરને બોલાવો."

વિરક્તભાવે યોગેન્દ્રનાથે કહ્યું : " તું દાક્તરને બોલાવી શકતી હતી."

" હું ? "

રોષભર્યા સ્વરે યોગેન્દ્રનાથે કહ્યું : " તું કંઈ હિન્દુ ઘરની પડદાનશીન સ્ત્રી નથી."

સ્વામી ઉપર એક તીવ્ર કટાક્ષ કરીને અનિલા ચાલી ગઈ.

ત્રણની ગાડીમાં રવાના થઈ, પાંચ વાગે રામપુર પહોંચ્યા પછી યોગેન્દ્રનાથે તપાસ કરી, આજ ચાર દિવસથી ગોકુળ જેલમાં છે. યોગેન્દ્રનાથના મનમાં થયું. ભીંત સાથે માથું પછાડીને ફોડી નાખું.

તે દિવસે અદાલત બંધ થઈ ગઈ હતી. બીજે દિવસે અદાલત

ન ખૂલે ત્યાં સુધી ગોકુળનો છૂટકારો થવો અશક્ય હતો. ગોકુળભાઈએ બે દિવસ પહેલાં શામાટે પત્ર ન લખ્યો ? માત્ર બે દિવસ ખાતર ગોકુળને જેલમાં જવું પડ્યું ! ગોકુળની સામે કયા મોઢે ઊભા રહેવું ?

યોગેન્દ્રનાથે એક વકિલને બધી પરિસ્થિતિ સમજાવી. ત્યારપછી મુનિમને ત્યાં રાખી, યોગ્ય સૂચના આપી, રાતની ગાડીમાં તે કલકત્તા ચાલ્યા ગયા. ગોકુળને મોંઢું બતાવતાં પણ એને શરમ લાગી.

બીજે દિવસે મુનિમે કલકત્તા આવીને સમાચાર આપ્યા કે ગોકુળભાઈ મુક્તિ મેળવીને કલકત્તા ચાલ્યા આવ્યા છે. યોગેન્દ્રનાથે આશા રાખી હતી કે મુનિમ સાથે ગોકુળ ઘેર આવશે. પરંતુ ગોકુળ આવ્યો નહિ. મુનિમે કહ્યું : " અહિં આવવા માટે મેં એમને ઘણી વિનતિ કરી હતી, પણ તેઓ ન આવ્યા. "

સાંભળીને યોગેન્દ્રનાથે આંખો બંધ કરી.

ત્રણચાર દિવસ પછી યોગેન્દ્રનાથને એક રજીસ્ટર પત્રમાં ગોકુળના હાથની લખેલી સાડા પાંચસો રૂપિયાની હેન્ડનોટ મળી. એક નિશ્વાસ સાથે યોગેન્દ્રનાથે એ હેન્ડનોટ ટેબલના ખાનામાં મૂકી.

# ૧૫

પિયરમાં આવીને પાર્વતીએ થોડા દિવસો તો ખૂબ આનંદ વિનોદમાં વિતાવ્યા. વિનોદના થોડા દિવસો વિત્યા પછી જ્યારે આનંદ પુરાતન થવા લાગ્યો, ત્યારે એનું મન સ્વામીગૃહે જવા માટે સ્વાભાવિક ચંચળ બન્યું. બીજા કોઈ માટે નહિ, પણ સ્વામી માટે એના મનમાં 'કંઈક' થવા માંડ્યું. પાર્વતીએ વિચાર્યું, 'આ વળી શું? જ્યારે ત્યાં હતી, ત્યારે તો એમની સાથે વાતો પણ કરતી નહોતી. સાત દિવસ સુધી ઘેર આવતા નહિ, તોપણ ચિંતા થતી નહોતી. દૂર રહેવાથી શું આમ જ થતું હશે?' ચંચળ મનને પ્રફુલ્લ રાખવા ખાતર પાર્વતી આમોદ આલ્હાદમાં મન પરોવવા લાગી.

પરંતુ કોઈ ઉપાયે મન પ્રફુલ્લ ન થયું, દરેક કામમાં સ્વામીનું સ્મરણ એવા અતર્કિતભાવે જાગૃત થતું કે, પાર્વતી પોતાના મન પર ચીડાયા વગર રહેતી નહિ. પાના રમતા રમતા પણ તે ભૂલમાં પાના ઊતરવા ભૂલી જતી, વાત કરતાં કરતાં વાતનું વણું વિસ્મૃત બની જતું, હસવા જતાં હાસ્ય અધૂરું રહી જતું. પાર્વતી ખૂબ અસ્થિર બની ગઈ. જે સ્વામીને જરાપણ ચાહી શકતી નહોતી, વાતચિતમાં કાર્યમાં કોઈપણ સમયે પ્રેમની આછી રેખા પણ વ્યક્ત કરી શકતી નહોતી, તે સ્વામી માટે મનમાં આટલી અશાન્તિ શા માટે છે? પાર્વતી આ પ્રશ્નનું સમાધાન મેળવી શકી નહિ.

દિવસો પછી દિવસો જવા માંડ્યા. પ્રથમ મહિનો પૂરો થયો, બીજો મહિનો પણ પુરો થવાની અણી પર આવ્યો. પરંતુ કોઈ એને તેડવા ન આવ્યું, કોઈએ એના સમાચાર પણ ન મેળવ્યા. અનેક શંકાઓ વચ્ચે પાર્વતીનું મન અસ્થિર બની ગયું.

એક દિવસ ભાભીએ પ્રશ્ન કર્યો: "બહેન, એક વાત પુછું?"

"પૂછોને..."

"મારા નણદોઈ શું તમારા પર હેત નથી રાખતા?"

હળવા હાસ્ય સાથે પાર્વતીએ ઉત્તર આપ્યો: "ભાભી, તમે આ શું કહો છો? હું બીજીવારની પત્ની છું, શું મારા પર પ્રેમ ન રાખે?"

ભાભીએ કહ્યું: "તો પછી બહેન, તમને અહિં આવ્યાને બે મહિના થવા આવ્યા. ઠાકુર મહાશય તો એકાદવાર મળવા માટે પણ નથી આવ્યા!"

માથું નીચું રાખીને પાર્વતી બોલી: "એમના માથે કામનો બોજો રહ્યો, કામકાજની ઉપાધિને અંગે કદાચ આવી શકયા નથી."

ભાભીએ હસીને કહ્યું: "કામકાજને અંગે કદાચ ન આવી શકે, પણ એકાદ પત્ર તો લખી શકે ને?"

પાર્વતીએ કહ્યું: "ત્યાં સ્ત્રીને પત્ર લખવાનો રીવાજ નથી."

ભાભીને બીજો પ્રશ્ન કર્યો: "તમારા પર પત્ર ન લખી શકે, પણ તમારા ભાઈ પર પત્ર લખીને તો સમાચાર મેળવી શકે ને?"

લજ્જાથી દબાયેલા સ્વરે પાર્વતી બોલી: "મને શી ખબર પડે?"

લજ્જાથી પાર્વતીનું મસ્તક જાણે જૂકું થઈ ગયું. ભાભીનો પ્રશ્ન સાચો હતો. એમને એવું કયું કામ આવી પડયું હતું કે એક પત્ર લખવાનો પણ સમય ન મળી શકયો?

પાર્વતીના મનમાં થયું, સમય મળતો હશે છતાં પણ પત્ર લખવાની આવશ્યક્તા એમને નહિ લાગી હોય, એમને ભલે આવશ્યક્તા ન હોય, પણ લોકલજ્જાના પંજામાંથી પાર્વતી બચી શકે, એટલા ખાતર તો એકાદ પત્ર લખવો ઉચિત હતો. એમને લાજ, શરમ, ઘૃણા, માન, મર્યાદા કશું નથી, પણ પાર્વતીને તો છે! ખરેખર એ દ્રષ્ટિ વગરના અદ્દભૂત માનવી છે.

તો પછી આવા માનવી માટે પાર્વતીના મનમાં આટલી અશાંતિ શા માટે થાય છે? પાર્વતીને ઇચ્છા થઈ, પોતાના વિચિત્ર મનના ટૂકડે ટૂકડા કરીને ફેંકી દેવા.

પિયરમાં આવ્યા પછી કોઈ કોઇવાર જતીન સાથે પાર્વતીને મળવાનો પ્રસંગ આવતો. જતીન હસતા હસતા કુશળ સમાચાર પૂછતો. પાર્વતી ટૂંકમાં ઉત્તર આપતી: "સારું."

બીજો મહિનો પુરો થાય એ પહેલાં પાર્વતીએ એકાએક એક દિવસે સાંભળ્યું કે પાંચસો રૂપિયાના દેણા ખાતર સ્વામીને જેલમાં જવું પડ્યું છે. આ વાત સાંભળીને પાર્વતી જાણે આકાશમાંથી નીચે પડી. જેલમાં ગયા! પાંચસો રૂપિયા માટે જેલ! જમીન છે, ઘર છે, ફઇબાના હાથમાં મુડી છે. એ કંઈ ન હોય તો પણ પોતાના શરીર પર પાંચસો રૂપિયાના ઘરેણાં છે. એ વેચીને પણ સહજમાં દેણું પતાવી શકાત. શા માટે કોઈ ઘરેણાં લેવા આવ્યું નહિ? આવ્યા હોત તો ઘરેણાં ન મળત, એમ ધારીને શું નહિ આવ્યા હોય? આવ્યા હોત તો જરૂર મળત. પ્રેમ કે ચાહના નહોતી પણ એ સ્વામી તો હતા. સ્વામીને જેલમાં જતા બચાવી લેવા ખાતર દાગીના આપવા એ ઉચિત છે કે નહિ, એ કર્તવ્યજ્ઞાન શું પાર્વતીમાં નહોતું? ચોરડાકુની માફક જેલમાં ગયા, છતાં સ્ત્રીના ઘરેણા ન માગ્યાં. પાર્વતીના મનમાં વેદનાભર્યો પ્રશ્ન થયો; "ત્યારે શું હું એમની કોઈ નથી?"

પાર્વતી વધુ વિચારી શકી નહિ, તેણે બંને હાથે હૈયું દબાવી રાખ્યું. એને રડવાની ઇચ્છા થઈ.

આ સમાચાર જતીન લાવ્યો હતો. જતીન કોર્ટમાં જતો આવતો હતો. તેણે પાર્વતીને સંભળાવવા માટે પાર્વતીના ભાઈને કહેવા માંડ્યું: "સાંભળ્યુંને, શરત્‌ભાઈ! ગોકુળ સાવ અક્કલવગરનો છે. અમારા વકીલે કહ્યું હતું કે મુકદ્દમા માટે વકિલ રાખીને તેણે

બચાવ કર્યો હોત તો બધી પોલ પકડાઈ જાત અને ગોકુળ છૂટી જાત. પણ એણે તો કશું કર્યું નહિ, એક બાળકની માફક મૌન રહીને જેલમાં બેસી ગયો."

પાર્વતીના હૈયામાં ચિત્કાર કરીને કહેવાની ઇચ્છા થઈ, "એ, એ નિર્બોધ નથી, માણસ છે. એ અન્યાય અત્યાચાર સહન કરવો જાણે છે, એનો પ્રતિકાર કરવો જાણતા નથી. એ શા માટે જેલમાં ગયા છે, એ તમે નથી જાણતા, હું જાણું છું. વેદના અને અભિમાનથી આત્મહત્યા ન કરતાં એમણે જેલમાં જવાનું પસંદ કર્યું છે."

પાર્વતી એકદમ પોતાના ઓરડામાં ચાલી ગઈ અને કમાડ બંધ કરી શય્યાપર ઢળી પડી.

પડોશના નારી સમુદાયમાં હોહા થઈ ગઈ. સમાચાર સાંભળીને બધા થીજી ગયા, અને પાર્વતીના આવા ગંભીર દુઃખ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવા એક પછી એક ઘરમાં આવવા લાગ્યા. પરંતુ પાર્વતી કોઈની સામે ન ગઈ. ભાભીએ સહુને મીઠી ભાષામાં વાત કરીને વિદાય આપી.

થોડા દિવસ પછી જતીને ફરીવાર આવીને સમાચાર આપ્યા કે, ગોકુળને છૂટકારો મળ્યો છે. કોઈ કલકત્તાના શેઠીયાએ આવીને દેણું ચૂકવી દીધું છે...એ ગોકુળનો કોઈ ભાઇબંધ હોય કે સગો સંબંધી હોય, એ કાંઈ જાણી શકાયું નથી."

પાર્વતીએ મનમાં મનમાં એ અજાણ્યા મદદગારને અનંત આશીર્વાદ આપ્યા.

આ બનાવ પછી એકાદ માસ વીતી ગયો, પણ ગોકુળના કશા સમાચાર મળી શક્યા નહિ. પાર્વતીનું હૃદય અતિ વ્યાકુળ બની ગયું. ભાભીની આંખો સામે આ માનસિક વ્યાકુળતા છાની ન રહી. તેણે શરત્‌ને કહીને પાર્વતીના સાસરે તપાસ કરવા એક માણસ મોકલાવ્યો. માણસે પાછા ફરીને સમાચાર આપ્યાઃ "જમાઇબાબુ

ઘેર જ છે, પણ એમનામાં મોટો ફેરફાર થઈ ગયો છે. બંને ભાઈ જૂદા થયા છે. જમાઈબાબુ પોતાના હાથે રસોઈ વગેરે ઘરકામ કરે છે. મેં સાંભળ્યું છે કે તેઓ મોટી ઉપાધિમાં આવી ગયા છે, દિવસો ચલાવવા પણ કઠણ છે. પહેલા જેવો એમનો ચહેરો નથી, કોઈ સાથે વાતો કરતા નથી, ઘરમાંને ઘરમાં બેસી રહે છે. ઘણીવાર તો એ ભોજન પણ કરી શકતા નથી."

સમાચાર સાંભળીને પાર્વતીના હૈયામાં પ્રબળ ઝંઝાવાત થયો. 'પોતાના હાથે રસોઈ કરીને ખાય છે, છતાં મને તેડવા નથી આવતા? શું હું આટલી બધી પરાઈ બની ગઈ છું? દુ:ખમાં પડ્યા છે...તે શું થયું? શું હું કેવળ સુખની જ ભાગીદાર છું? દુ:ખની નહિ? એમના હૈયામાં સ્ત્રી પ્રત્યેનો શું આવો વિશ્વાસ-પ્રેમ છે?'

સ્વામી ઉપર પાર્વતીના મનમાં ભારે રીસ ચડી.

થોડા દિવસો પછી અન્નદાનો એક પત્ર આવ્યો. અન્નદા લખતી હતી:—

ભાભી,

તમે હજી પણ પિયરમાં રહો છો? બાપના ઘરના ભાત શું ઘણા મીઠા લાગે છે? અમુલ્ય જૂદો થયો છે, મારાભાઈના દુ:ખનો પાર નથી. આ સમાચાર શું તમને નથી મળ્યા? શું હૃદય જેવી કોઈ ચીજ તમારા શરીરમાં નથી? શું તમારો અહંકાર મોટો થઈ ગયો? પણ ભગવાન છે, તમારા અહંકારનો ચૂરો થઈ ગયો છે. તમે એ સમજી શક્યાં છો કે નહિ, એ હું નથી જાણતી, પણ હું સમજી શકી છું.

મારાભાઈને પાંચસો રૂપિયા ખાતર જેલ જવું પડ્યું હતું. તમારા શરીર પર પાંચસો રૂપિયાના ઘરેણા હતા છતાં મારાભાઈ જેલમાં ગયા. તમારી સામે મારાભાઈએ હાથ ન લંબાવ્યો તમને

ખબર પણ ન મોકલ્યા. છતાં તમે કશું સમજી શક્યાં નહિ ? તમે શું નાના બાળક છો ? મને તો મરવાનું મન થઈ જાય છે.

હજી પણ તમે સારું ઇચ્છતા હો, તો બાપના ઘરના મીઠા ભાત છોડીને ઘરના કડવા ભાત ખાવા ચાલ્યા જજો. નહિતો તમારે જ ભોગવવું પડશે. જો હું એવું ન કહું તો મારું નામ અન્નદા નહિ. મારા પર રોષ કરતાં પહેલાં તમારા મન સાથે વિચાર કરી જોજો. વધુ શું લખું ? તમે નારી છો.

તમારી અન્નદા "

પત્ર સાંભળીને ભાભીએ કહ્યું : " રોષ ન કરશો બહેન, પરંતુ હવે તમારે જવું જોઇએ. નહિ જાઓ તો તમારા માટે સારું નહિ કહેવાય. "

રીંસમાં ને રીંસમાં પત્રનો ઘા કરીને પાર્વતી બોલી : " જાવું હોય, તો તમે જાઓ. હું વગર તેડાવ્યે નથી જવાની. "

અન્નદાના તિરસ્કાર ભર્યા પત્રથી અને ભાભીના હળવા ઠપકાથી પાર્વતી સ્વામી ઉપર વધારે ચીડાઈ ગઈ. એના મનમાં થયું, મેં એવો કયો દોષ કર્યો છે કે મારે બધાનો તિરસ્કાર ઝીલવો પડે ? શું હું જવા નહોતી ઇચ્છતી ? શું મારી પાસે કોઈ ઘરેણા લેવા આવ્યું હતું ? શું મેં કોઈને પાછા વાળેલ છે ? એક માણસ ઇચ્છાપૂર્વક કષ્ટ સહન કરે, અને એ માટે મારે લોકોનો તિરસ્કાર સહન કરવો ? હાય, હું કેવા સ્વામીના હાથમાં પડી છું !

પરંતુ સ્વામી ગમે તેવો હોય, એ સ્વામી છે ! એ વાત પાર્વતી એક દિવસમાં ન સમજી શકી, બે ત્રણ દિવસ સુધી ખૂબ રોષમાં રહી ઘણાં આંસુ પાડીને અને ખૂબ વિચાર કરીને પાર્વતીએ સત્ય તારવી લીધું. એનું હૃદય કંઈક સ્થિર થયું. તેણે ભાભીનો હાથ પકડીને કહ્યું : " મને ત્યાં મોકલાવો. "

કષ્ટમાં પડેલા સ્વામીની સેવા કરવા માટે પાર્વતી જવા તૈયાર થઈ, એમ નહોતું. સ્વામીને કડવા શબ્દોમાં ચાર વાતો કહેવા ખાતર જવાનું તેણે નક્કી કર્યું. એકના દોષની બીજાએ શામાટે સજા સહન કરવી જોઈએ ? એ સત્યનો ઉત્તર મેળવવાની પાર્વતીના હૈયે પ્રબળ જીજીવિષા જાગી. પરંતુ આ મનોવૃત્તિ પાછળ એક બીજી અદ્રશ્ય શક્તિ કામ કરી રહી હતી, એ પાર્વતી ન સમજી શકી; કદાચ પોતે સમજી શકી હોત તો બીજાને જણાવા ન દેત.

ગમે તે કારણે હો, પાર્વતી એક દિવસે ભાઈ અને ભાભીના ચરણોમાં નમસ્કાર કરી, પાલખીમાં બેસીને સ્વામીગૃહ પ્રત્યે વિદાય થઈ.

## ૧૬

લગભગ ત્રણ માસ પછી પતિ–પત્નીનું મિલન થયું. એ સમયે ગોકુળે જરાપણ વ્યાકુળતા પ્રગટ ન કરી. એના ચહેરા પર જેમ ઉલ્લાસનું કોઈ ચિહ્ન ન દેખાયું, તેમ ક્રોધનું પણ કોઈ લક્ષણ જણાયું નહિ. આ ત્રણ મહિનામાં કેટલીય ઉલટપાલટ થઈ ગઈ હતી, છતાં જાણે કશું બન્યું નથી. બારેમાસ જેવી રીતે ચાલે છે, તેવી રીતે સાધારણ ભાવે સઘળું ચાલી રહ્યું છે, ગોકુળના જીવનમાં આવો જ ભાવ દેખાયો.

પરંતુ પાર્વતીને આ ભાવ ગમ્યો નહિ. તે સ્વામી સાથે ચોખવટ કરવા આવી હતી. સાધારણ ભાવ કરતાં કંઈક અસાધારણ ભાવ દેખાય તો જ સારું. સ્વામી જરા રોષે ભરાય, પોતે પણ રોષે ભરાઈને પાંચ વાતો સંભળાવી દે; ત્યારપછી પરસ્પરનો રોષ ઝણઝણ્યા કરે, વાતોમાં પણ કંઈક ઉત્તેજના હોય અને ત્યારપછી બંન્ને વચ્ચે ચોખવટ થાય. વાદળ ઓછાં ન થાય તો વધારે જામે, પરંતુ પ્રકૃતિનો આવો નીરવ અકળાવનારો ભાવ ઘણો અસહ્ય છે.

ત્રણ ચાર દિવસ સુધી કશી વાત ન થઈ. ગોકુળે કશી વાત ન કરી, એમ નહોતું, પણ એ તેલમરચાંની વાત, દાળ ચોખાની વાત, સંસારની વાત હતી. પણ પાર્વતી જે ચાહતી હતી, એવી કોઇ વાત ઉપસ્થિત ન થઈ.

પાર્વતી વધુ ધૈર્ય રાખી શકી નહિ, સ્વામીએ જ્યારે વાત ઉપસ્થિત જ ન કરી, ત્યારે તેણે પોતે એક દિવસ પ્રસંગ ઉભો કર્યો. તેણે સ્વામીને પ્રશ્ન કર્યો: “તમે શું જેલમાં ગયા હતા?”

હસીને ગોકુળે ઉત્તર આપ્યો: "હા."

"શા માટે?"

"દેણા માટે."

"દેણું ચૂકવવાનો શું કોઈ ઉપાય નહોતો?"

જરા હસીને ગોકુળ બોલ્યો: "ઉપાય હોય તો કોઈ જેલમાં જાય કે પારૂ?"

પાર્વતીએ કર્કશ સ્વરે કહ્યું: "જેને શરમ ન હોય, માનમર્યાદા ન હોય, લોકભય ન હોય, એ જ જેલમાં જાય."

ગોકુળે શંકિત નજરે પત્નીના વદન સામે જોયું. પાર્વતી ઉત્તેજીત સ્વરે બોલી: "જેની સ્ત્રીના શરીર પર પાંચસો છસો રૂપિયાના ઘરેણા હોય, તે જો પાંચસો રૂપિયા માટે જેલમાં જાય તો એના કરમ બળેલાં જ કહેવાય ને?"

ગોકુળે સહજ પ્રશાન્ત સ્વરે કહ્યું: "તારા ઘરેણાની વાત કહેવા માગે છે ને?"

પાર્વતીએ કહ્યું: "મારાં નહિ તો શું રામીની માના ઘરેણાની વાત કહું છું?"

ગોકુળે માથા પર હાથ ફેરવતાં ફેરવતાં શાંત સ્વરે કહ્યું: "એ બધાં ઘરેણાં તારાં છે પારૂ..."

"પણ આપ્યાં છે તો તમેને?"

"તને આપ્યા પછી એના પર મારો અધિકાર નથી રહેતો."

"મારી વસ્તુ શું તમારી નથી? શું તમારાથી હું પર છું?"

મૃદુ હાસ્ય કરીને ગોકુળ બોલ્યો: "તું શામાટે જુદી હોય, તું તો મારી પત્ની છે."

પાર્વતીએ ક્રોધથી ધ્રૂજતાં ધ્રૂજતાં કહ્યું: "જો તમે એમ જ માનતા હોત તો મારા ઘરેણાં લીધાં હોત."

ગોકુળે જરા વ્યસ્ત ભાવે કહ્યું: "તું અહિં હોત તો શું થાત, એ કહી શકતો નથી. તું પાસે હતી નહિ, એ સિવાય..."

"એ સિવાય બીજું શું?"

"એ સિવાય સ્ત્રીના ઘરેણાં વેચીને દેણું ચૂકવવું, એ શું યોગ્ય છે?"

"એના કરતાં જેલમાં જવું ઘણું યોગ્ય છે! તમારી બુદ્ધિ પણ ભારે છે!"

ગોકુળ મૌન રહ્યો.

પાર્વતીએ પલભર સ્વામીના ચહેરાનું નિરક્ષણ કરીને કહ્યું: "પરંતુ લોકોની સામે મારું માથું કપાઈ ગયું છે, એ જાણો છો?"

ગોકુળે એક દીર્ઘ નિશ્વાસ નાખીને કહ્યું: "એ બધી વાત જવાદે પારૂ."

પાર્વતીએ ભાવવિહિન નજરે સ્વામી સામે જોઈને કહ્યું: "ત્યાર પછી જેલમાંથી છૂટકારો કેવી રીતે મળ્યો?"

"દેણાના પૈસા અપાયા એટલે છૂટકારો મળી ગયો."

"કોણે આપ્યા?"

"યોગેને."

"યોગેન કોણ?"

"મારો એક બાલમિત્ર છે."

"પૈસા ભેટ આપ્યા છે કે ઉધાર આપ્યા છે?"

"એણે ભેટ આપ્યા છે, મેં ઉધાર માનીને લીધા છે."

"એને ખબર ક્યાંથી પડી?"

"મેં જ પત્ર લખ્યો હતો." ગોકુળે શાંતસ્વરે કહ્યું.

પાર્વતીનું ગર્વ પ્રદીપ્ત વદન પળ માટે જાણે ઝાંખું પડી ગયું, હૃદય વચ્ચે એક જોરદાર નિશ્વાસ જાગ્યો. કષ્ટથી એ નિશ્વાસનું દમન કરી, તીવ્રસ્વરે પાર્વતી બોલી: "કોણ જાણે ક્યાંનો એ બાળમિત્ર,

એને પત્ર લખી શક્યા, અને મારા પર જરા જેટલો સંદેશો પણ ન મોકલાવી શક્યા;"

ગોકુળે કહ્યું : "પારૂ, તું સ્ત્રી છે...આ સમાચારથી તને કેવળ ચિંતા થાત."

નયનો વક્ર કરીને પાર્વતી બોલી : "સ્ત્રી કેવળ ચિંતા કરી શકે, બીજું કશું નકરી શકે ! પુરુષની જાત જ આવી અકૃતજ્ઞ છે."

સ્ત્રીના રોષ કઠિન વદન ઉપર સ્નિગ્ધ દ્રષ્ટિ કરીને આછા હાસ્ય સાથે ગોકુળ બોલ્યો : "તું શું આ વખતે ઝઘડો કરવા ખાતર કમર બાંધીને આવી છે પારૂ ?"

કઠોર સ્વરે પાર્વતીએ ઉત્તર આપ્યો : "ના, હું તમારી કોણ છું, એ જાણવા ખાતર આવી છું."

એક દાબી રાખેલા નિશ્વાસનો ત્યાગ કરીને ગોકુળ બોલ્યો : "આટલી નાની વાત જાણવા ખાતર આવું કષ્ટ વેઠીને ન આવી હોત તો પણ ચાલત."

પાર્વતીએ કહ્યું : "ન આવી હોત તો ચાલત ? તો હું આવી છું એ અન્યાય થયો છે ?"

"ન્યાય કે અન્યાય, એતો તું જાણે."

"પણ તમે શું કહો છો ?"

"હું કહું છું, તું આ વખતે ન આવી હોત તો સારું હતું."

"તો પછી ખોટું શું થયું છે ?"

"મારો સમય ઘણો ખરાબ છે, તને દુઃખ પડશે."

"દુઃખ મને પડવાનું કે તમને ?"

"મને બીજું શું દુઃખ હતું ?"

"સ્ત્રીને પાળવી...પોષવી..."

ધરતી સામે જોઈને ગોકુળે કહ્યું : "એતો છે જ !"

પાર્વતીએ કપાળ સુધી આંખો ચડાવીને ઉદ્ધત સ્વરે કહ્યું : "તો પછી શું તમે મને અહિંથી કાઢી મૂકશો ?"

ગોકુળ વિસ્મિત નજરે સ્ત્રીના વદન સામે જોઈ રહ્યો. પાર્વતીએ ઉત્તેજીત કંઠે કહ્યું : "તમે મને તેડવા આવ્યા નહોતા, તેમ તમે મને તેડાવી પણ નહોતી, છતાં હું મારી મેળે ચાલી આવી છું. હવે મને કાઢી મૂકશો કે નહિ, એ કહો ?"

પાર્વતીનો સ્વર માત્ર ક્રોધથી ભરેલો નહોતો, આંસુની વરાળથી પણ ઘેરો બની રહ્યો હતો. ગોકુળે ઉભા થઈ સ્ત્રીનો હાથ પકડી ધીર કોમળ સ્વરે કહ્યું : "તું શું પાગલ થઈ ગઈ છે પારૂ ? તું એ ભૂલી જાય છે કે હું તારો સ્વામી છું, તું મારી પત્ની છે."

હાથ છોડાવી લઈને પાર્વતી ગળગળા સ્વરે બોલી : "ખોટી વાત ! સત્ય ખાતર મને કહો, હું તમારી કોણ છું, તમે મને કાઢી મૂકશો કે નહિ ?"

પાર્વતી હવે પોતાના આંસુને રોકી શકી નહિ, બંને હાથવતી મોઢું ઢાંકીને તે ધ્રૂસકે ધ્રૂસકે રડવા માંડી, ગોકુળ પ્રસન્ન નજરે એના સામે જોતો ઉભો રહ્યો.

નાની વહુએ કહ્યું: "કોણ જાણે યાદ નથી."

ફઈબાએ કહ્યું: "યાદ નથી વાહ? જરા યાદ કરી જોને... માગી લેવા ભૂલીશ નહિ."

નાની વહુએ સહજ ભાવે કહ્યું: "હું માગવા નહિ જાઉં."

ફઈબાએ જરા રોષભર્યા સ્વરે કહ્યું: "સાંભળે છેને અમુ, મોટાબાપની દિકરીની વાત! ઉંચીતું આપીને પાછી લેવા નહિ જાય! વાહ...બાપનું ઘર હોત તો!"

નાની વહુએ મૃદુ છતાં તીવ્રસ્વરે કહ્યું: "મારા બાપ મોટા નથી એ સાચું, પણ તેમણે કોઈને છેતરીને મોટા થવાનો પ્રયત્ન કદી નથી કર્યો!"

ફઈબાએ રોષમાં બળી જતાં ઉચ્ચકંઠે કહ્યું: "સાંભળ અમુલ્ય, ઢીંગલી જેવી વહુની વાત સાંભળ. મેં તો તને હજી કહ્યું નથી, પણ હવે કહ્યા વગર નથી રહેવાતું. આ પૈસાદારની દિકરી, મારાથી છૂપાવીને દાળ ભાત, તેલ બધું દઈ આવે છે."

નાની વહુએ ઉગ્રસ્વરે કહ્યું: "જુઠું ન બોલો ફઈબા, અને કદાચ આપ્યું હોય તો શું થઈ ગયું? એ ક્યાં પરાયા માણસો હતા?"

અમુલ્યે ભાતનો કોળીયો મોઢામાં મૂકતાં પહેલાં ગંભીર સ્વરે કહ્યું: "પોતાના માણસોને આપવું હોય, તો બાપના ઘેરથી લાવીને આપી શકે છે. મારી કમાઈ કંઇ કોઈના બાપની મુડી નથી, આટલું યાદ રાખજે."

નાની વહુએ ઘુંઘટ જરા અળગો કરીને સ્વામી ઉપર એક તીવ્ર કટાક્ષ કર્યો. ત્યારપછી ચુલા પરથી દૂધની તપેલી લઈને ક્રોધથી ધ્રુજતા ચરણે તે પોતાના ઓરડામાં ચાલી ગઈ. ફઈબાએ કહ્યું: "જોયું ને, એની પાસે રાત દિ' રહીને આ બધું શીખી છે."

અમુલ્યે ક્રોધથી કહ્યું: "ભલે ગમે તેટલું શીખે. એક દિવસ

જોડા પડશે એટલે સીધી દોર થઈ જશે. હું કંઈ ભાઈ નથી... અમુલ્યચરણ છું."

ફઈબાએ જરા જોરથી આક્ષેપ કરતાં કહ્યું: "એનો વાંક નથી અમુલ્ય, પારકી શીખવણીથી આમ કરે છે. હજી તો છોરૂ કહેવાય. પણ મોટી વહુની ચાલાકી કેવી છે, આ બિચારી ભોળી ને ફોસલાવીને પોતાનું ઘર ભરી રહી છે. પેટ ન ભરાય તો ભીખ માગવી સારી, પારકાને ફોસલાવવાં એ શું ઉચિત છે?"

અમુલ્યચરણે આહાર પુરો કરીને ઉભા થતાં કહ્યું: "એ ગમે તે હોય ફઈબા, તમે જરા નજર રાખતાં રહેજો."

ફઈબાએ કહ્યું: "ભાઈ, હું તે કેટલે ઠેકાણે નજર રાખું કહે. પીઠ પાછળ થોડી આંખો છે! ભંડાર બધો મારા જ ઓરડામાં રાખ્યો છે, પણ કાંઈ ચોવીસે કલાક ચોકી થોડી થાય છે?"

"ઘરને તાળું મારી દો." કહીને અમુલ્ય બહાર ગયો.

ઓરડાની અંદર દૂધ પીતાં પીતાં બાળકે રડવાનું શરુ કર્યું. નાની વહુએ એની પીઠ પર બે ચાર ધબ્બા ચડાવી દીધા. સ્ત્રી બીજાપરનો રોષ ઘણીવાર પોતાના બાળક પર ઉતારે છે. આ એક સનાતન નિયમ છે. નાની વહુએ પણ આ સનાતન નિયમની અવગણના ન કરી. માર ખાઈને બાળક વધુ જોરથી રડવા લાગ્યું. ફઈબાએ પણ ધરતી ધ્રૂજાવી નાખે એવા પ્રચંડ સ્વરે, નાનીવહુ સાથે પાર્વતીના પિતૃકુળને પણ ઝપાટામાં લઈ લીધું. બાળકના રૂદનથી અને ફઈબાના ગર્જનથી ઘર આખું ગાજી ઉઠ્યું.

## ૧૮

**નાની** મોટી દરેક વસ્તુના ભાગ પડી ગયા હતા, પરંતુ મકાનના બે કટકા થઈ શક્યા નહોતા. ફળી વચ્ચે વંડી કરવામાં નહોતી આવી. એકના ઘરમાં જોરથી કંઈ વાતો થાય તો બીજાના ઘરમાં સંભળાઈ શકે. એટલે અમુલ્યચરણના રસોડામાં થયેલી સઘળી વાત પાર્વતીના કાન સુધી અથડાણી, સાંભળીને પાર્વતી ઘણીવાર સુધી ધરતી સામે દ્રષ્ટિ રાખીને બેસી રહી. ત્યારપછી ધીરે ધીરે ઉઠીને પોતાના રસોડામાં ગઈ.

રસોડામાં જઈને પાર્વતીએ ચોખાની માટલી નીચે ઉતારી. જોયું, એમાં બશેર જેટલા ચોખા પડ્યા હતા. પાર્વતીએ ચોખા પોતાના છેડામાં લીધા. છેડામાં ચોખા લઈને તે ઘડીભર સ્તબ્ધભાવે ઉભી રહી. આટલા ચોખાનો જ આજે આશ્રય હતો. ઉછીતા લીધેલા ચોખા આપીને આજ શું ખાવું? પાર્વતીએ વિચાર્યું, "ભૂખી રહીશ, ઉપવાસ કરીશ, પણ આ શબ્દો સહન કરી શકાય નહિ." પરંતુ એને એકલીને કંઈ ઉપવાસ કરવો પડે એમ નહોતો. બીજા એક માણસને પણ ઉપાસ કરવો પડશે. એ સવારના ઉઠીને નરણા મોઢે બહાર નીકળી ગયા છે. આખો દિવસ રખડી રવડીને થાક્યા પાક્યા ક્ષુધાર્ત દેહે જ્યારે આવશે, ત્યારે એમને શું જમવા દેવું? પાર્વતીનું હૃદય જોરથી ધ્રૂજી ઉઠયું, આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. તે એમને એમ ઉભી રહી.

ત્યારે ફઈબાનો તીવ્ર સ્વર કાનમાં તીર માફક વાગી રહ્યો હતો. પાર્વતીએ વિચાર્યું, "ભલે ભૂખ્યા રહેવું પડે, જે કદી સહન નથી

કર્યું, તે આજ શામાટે સહન કરવું? સામાન્ય બશેર ચોખા માટે આટલી સખત વાતો સાંભળવી?" પાર્વતી ચોખા આપવા માટે તૈયાર થઈ.

પરંતુ બારણા પાસે આવતાં જ એના બંને પગ ધ્રૂજવા માંડ્યા; ભૂખ તરસથી પીડિત બનેલા સ્વામીનું મલિન વદન જાણે છબી માફક એની આંખ સામે ખડું થયું. પાર્વતી એક પણ ડગલું આગળ ન ચાલી શકી; બારણું પકડીને તે ઉભી રહી.

ખરેખર એ અતિ ભલા માણસ છે. ક્રોધને સમજતા નથી, જાણે છે કેવળ મૌનભાવે સહી લેવાનું. એ માણસ ભૂખથી અધીર બનીને જ્યારે જમવા માગશે, ત્યારે પાર્વતી શું આપીને એમની ક્ષુધા શાંત કરશે? ત્યારે શું પોતે એમ કહી શકશે કે, 'આજ ઘરમાં ચોખાનો એક પણ દાણો નથી, મારા ગર્વને આઘાત પહોંચ્યો એટલે આજનો આશ્રય આપીને મારા અભિમાનને બચાવી લીધું છે. તમે ઉપવાસ કરો.' એતો જરૂર ઉપવાસ કરશે; જરાપણ વિરક્તિ નહિ દર્શાવે, હસતા મોઢે ઉપવાસ કરશે. પણ પોતે...પોતે એ કેવી રીતે સહી શકશે? ઓ ભગવાન! સ્ત્રીજાતિને તેં જ્યારે સ્વાધિનતા નથી આપી, ત્યારે અહંકાર શામાટે આપ્યો છે?

પાર્વતીએ છેડામાંના ચોખા પાછા માટલીમાં નાખી દીધા. અને એકદમ ઓરડામાં જઈને શય્યાનો આશ્રય લીધો.

પણ આજ પોતાને કેવી લાંછના સહવી પડી છે! આ શું કેવળ સ્વામીની નબળાઈ માટે નથી? સ્વામી જો જરા પણ ક્ષમતા હોત, તો કેવળ બશેર ચોખા ખાતર એને આટલું અપમાન સહન કરવું પડત? ધિક્કાર છે આવા સ્વામીને! અને પાર્વતી શું આવા નબળા સ્વામી ખાતર આટલી કડવી વાત સહન કરે? આ અપમાન, આ ઘૃણા કોના ખાતર? ચુલામાં જાય એમનું જમવાનું, આવી લાંછના સહી શકાય નહિ.

પાર્વતી એકદમ શય્યા પર બેઠી થઈ ગઈ. બારણા પાસેથી ગોકુળે અવાજ કર્યો: "પારૂ!"

તરત પાર્વતીએ શય્યા પર પડીને ઓસીકામાં મોઢું છૂપાવી દીધું.

ગોકુળે ઝભ્ભો ઉતારી ઓરડામાં પ્રવેશ કરીને વ્યસ્ત ભાવે પ્રશ્ન કર્યો: "અત્યારે કેમ સૂઈ ગઈ છે?"

પાર્વતીએ કશો ઉત્તર ન આપ્યો. ગોકુળ એના શરીર પર હાથ મૂકીને જોવા ગયો, પાર્વતીએ હાથને તરછોડચો. ગોકુળે ધીરે ધીરે બારણા પાસે જઈ ચલમમાં તમાકુ ભરવા લાગ્યો. તમાકુ ભરતાં ભરતાં એક દીર્ઘ નિશ્વાસનો ત્યાગ કરીને નિરાશ સ્વરે બોલ્યો: "ક્યાંય કશું ન થયું પારૂ."

પાર્વતીએ મોઢું ઉંચું ન કરતાં રૂક્ષ સ્વરે કહ્યું: "ન થયું, તે હું શું કરું? શું મેં લોકોને નોકરી આપવા માટે મનાઈ કરી છે?"

ગોકુળે ધીરે ધીરે કહ્યું: "તું શા માટે મનાઈ કરે? મનાઈ તો મારું ભાગ્ય કરે છે."

પાર્વતી એકદમ બેઠી થઈ અને તીવ્ર સ્વરે બોલી: "તો પછી ભાગ્યને પકડીને બે ધોલ મારો. ભાગ્ય ન પકડાઈ શકે તો, હું સામે જ બેઠી છું. મને બે......"

વચ્ચે જ ગોકુળ બોલી ઉઠચો: "આ શું પારૂ?"

પાર્વતી કંઈ બોલી નહિ. ગોકુળ પણ નીરવભાવે ચલમમાં તમાકુ ભરીને બારણા પાસે બેઠો. ચલમને હોકા પર ગોઠવતાં ગોઠવતાં તે બોલ્યો: "અત્યારે શા માટે સૂઈ ગઈ હતી?"

ઓરડામાંથી પાર્વતીએ ઉત્તર આપ્યો: "ત્યારે શું કરું?"

ગોકુળે કહ્યું: "રસોઈ બસોઈનો જોગ થયો છે?"

પાર્વતીએ તીવ્ર કંઠે કહ્યું: "ના."

ગોકુળ મૌન રહીને હોકો પીવા લાગ્યો.

પાર્વતી બોલી! "રસોઈ કયાંથી થાય? ઘરમાં કશું રહ્યું છે?"

"આજના ચોખા નહોતા ?"

"હતા."

"તો પછી ?"

"તે દિવસે તમારા ભાઈનો બશેર ચોખા ઉછીતા લાવી હતી, એ યાદ નથી ?"

"એ આજ પાછા આપ્યા છે ?"

"હા."

ગોકુળે એક નિશ્વાસ નાખીને ફરીવાર ધુમ્રપાનમાં મનને પરોવ્યું. થોડીવાર પછી દિવાલ પાસે હોકો મૂકી તે ઘરમાં આવ્યો. ખંભા પર ચાદર નાખી તેણે બહાર જવાનો ઉપક્રમ કર્યો. પાર્વતીએ પ્રશ્ન કર્યો: "ક્યાં જાઓ છો ?"

ગોકુળે કહ્યું: "જોઉં, ક્યાંયથી કંઈક મેળવી શકાય તો."

"વળી કોની પાસે ઉધાર માંગશો ?"

"જે આપે એની પાસેથી."

"ના, હવે ઉધાર નહિ લઈ શકો."

ઝાંખુ હાસ્ય હસીને ગોકુળે પત્ની સામે નજર કરી. પ્રશ્ન કર્યો: "ઉધાર સિવાય બીજો કયો ઉપાય છે ?"

પાર્વતીએ દૃઢ સ્વરે કહ્યું: "ઉપવાસ."

"હું તો કરી શકીશ, પણ તું ?"

"તમે જે કરી શકશો, એ શું હું નહિ કરી શકું ?"

"પાગલ ?" કહી મૃદુ હાસ્ય સાથે ગોકુળ દરવાજા તરફ રવાના થયો. પાર્વતી દોડતી આવીને દરવાજા આડી ઉભી રહી. ક્રોધથી દબાયેલા સ્વરે બોલી: "નહિ હવે ઉધાર લેવા નહિ જઈ શકો."

ગોકુળ પાછો વળીને હતાશ ભાવે બીછાના પર બેસી ગયો. પાર્વતી પોતાની પેટી પાસે ગઈ, અને પેટી ઉઘાડી કાનના બે એરીંગ બહાર કાઢી ગોકુળ સામે આવી.

ગોકુળે પ્રશ્ન કર્યો: "શું છે?"

પાર્વતીએ સોનાના એરીંગ ગોકુળના ખોળામાં નાખ્યાં.

ગોકુળે આશ્ચર્ય પામતાં કહ્યું: "એરીંગ!"

પાર્વતીએ મસ્તક ઉંચુ કરી ગંભીર સ્વરે કહ્યું: "હા, આ વેચીને જે કંઈ લાવવું હોય તે લાવો."

થોડીવાર સુધી માથા પર હાથ મૂકીને ગોકુળ બેસી રહ્યો; ત્યાર પછી એરીંગની જોડ બીછાનાના એક ખૂણે મૂકી ધીર ગંભીર સ્વરે બોલ્યો: "એ હું નહિ કરી શકું પારૂ."

પાર્વતી પાગલની માફક આવીને સ્વામીના પગમાં માથું પછાડતાં બોલી: "ઓ નિષ્ઠુર, તમે કરી શકશો......જરૂર કરી શકશો. જો તમે આ વ્યવસ્થા નહિ કરો તો હું આપઘાત કરીને મરી જઈશ."

ગોકુળે એક નિશ્વાસ નાખીને એરીંગની જોડ લઈ લીધી, અને ચાદરના છેડે બાંધી. ત્યાર પછી તે ધીરે ધીરે ઘર બહાર નીકળી ગયો.

પાર્વતીએ માટલીમાં મૂકેલા ચોખા ફઈબાને પરત કર્યાં.

# ૧૯

**ગામડા** ગામમાં ગીરવી રાખનારા વેપારી એક બે જણ હતા. હરિધન સાહા ગીરવી રાખવાનો ને ધીરધારનો ધંધો કરતો હતો. ગોકુળ એરીંગ લઈને એના ઘેર ગયો. પરંતુ સાહા મહાશય તે દિવસે બહારગામ ગયા હતા. એટલે ગોકુળને ત્યાંથી પાછું આવવું પડ્યું. સરકાર મહાશય પણ કોઈ કોઈવાર ધીરધાર કરતા. ગોકુળ ન છૂટકે એમને ત્યાં ગયો. પરંતુ દુર્ભાગ્યવશ તેઓ પણ ઘેર નહોતા. નૃત્યકાલી એ સમયે ભોજન કરીને તાંબુલથી અધરરંગી ધોબીની ધોયેલ સાડી પહેરી બહાર જવા માટે તૈયારી કરી રહી હતી. તેણે ગોકુળને જોઈ મૃદુહાસ્ય સહિત પ્રશ્ન કર્યો: "ઓહો, ઠાકુર મહાશય આવ્યા? આજ કોનું મોઢું જોઈને ઉઠ્યા હતા?"

ગોકુળ બારણા પાસે બેસી ગયો, અને ખભા પરથી ચાદરનો છેડો હાથમાં લઈ હવા ખાતો ખાતો બોલ્યો: "જેનું મોઢું જોઈને ઉઠ્યો છું એનું મોઢું કમભાગી તો નહિજ હોય, એ ચોક્કસ."

"કમભાગી કે સુભાગી એ હું સમજી જઈશ. આજે અહિં આવવાનું કેમ યાદ આવ્યું?"

"યાદ ન આવ્યું હોય તો શું ન આવી શકાય?"

"બીજા માટે એમ બને તમારા માટે નહિ."

"હું કહું કે, તને જોવા આવ્યો છું તો?"

"હું કહીશ કે, ગોકુળ ઠાકુર ખોટું બોલે છે."

"અને કહું કે ખાસ કામ માટે આવ્યો છું તો?"

"એ માની શકાય. કહો, શું કામ છે?"

ગોકુળે કહ્યું: "થોડાક રૂપિયા આપી શકીશ?"

સહાસ્ય નજરે ગોકુળ સામે જોઈને નૃત્ય બોલી: "શા માટે ન આપું, મારી પાસે પૈસાનો અભાવ નથી! છતાં તમને..."

"વિશ્વાસ નથી વસતો?"

"બ્રાહ્મણની જાતજ અવિશ્વાસી છે."

દર્દભર્યું હસીને ગોકુળ બોલ્યો: "મારા પર વિશ્વાસ ન રાખી શકે તો ભલે, પણ આ વસ્તુ પર તું વિશ્વાસ રાખી શકીશ."

ગોકુળે ચાદરના છેડેથી સોનાના એરીંગની જોડી કાઢીને નૃત્યની સામે મૂકી.

નૃત્યકાલીએ કહ્યું: "જે માણસ પર વિશ્વાસ ન મૂકી શકાય, એ માણસની વસ્તુ પર પણ વિશ્વાસ ન રાખી શકાય."

"વસ્તુ મારી નથી."

"ત્યારે કોની છે?"

"મારી સ્ત્રીની. આ રાખીને ફક્ત વીસ રૂપિયા આપ."

"વીસ રૂપિયા મારા હાથમાં નથી, દસેક આપી શકીશ."

"એટલા દે."

નૃત્યકાલીએ એરીંગની જોડ હાથમાં લઈ, જરા વિચાર કરીને કહ્યું: "છે તો સોનુંને?"

હળવા રોષથી ગોકુળ બોલ્યો: "ના, પિત્તળ. તું ન રાખી શકે, તો લાવ."

ગોકુળે હાથ લાંબો કર્યો. મૃદુ હાસ્ય સાથે નૃત્ય બોલી: "રોષ શામાટે કરો છો ઠાકુર? કોઈ વેપારી પાસે ગયા હોત તો વધારે કડવી વાતો સાંભળવી પડત."

"બીજાની પાસે સાંભળવી પડત તો સાંભળીલેત, એથી તારી પાસે ન સાંભળી શકું."

હસતાં હસતાં નૃત્ય બોલી : "એ લોકોની વાત ગોળથી મઢેલી, અને મારી વાત કડવી છે કેમ?"

મોઢું ફેરવીને વિરક્તભાવે ગોકુળ બોલ્યો : "રૂપિયા દેવા હોય દે નહિ તો એરીંગ પાછાં આપ."

નૃત્યકાલીએ કહ્યું : "આજ તમારો મિજાજ આટલો બધો ગરમ કેમ દેખાય છે ઠાકુર મહાશય? મોઢું પણ પડી ગયેલું દેખાય છે. જમ્યા છો?"

વિષાદ ગંભીર સ્વરે ગોકુળ બોલ્યો : "જમ્યો હોત તો તારી પાસે ગીરવી મૂકવા આવત નહિ."

"અત્યાર સુધી કેમ ન બોલ્યા...?" કહેતી કહેતી નૃત્યકાલી એકદમ ઘરમાં ગઈ, અને દસ રૂપિયા લઈ આવી.

ગોકુળે રૂપિયા ગજવામાં મૂકતાં મૂકતાં કહ્યું: "નિતુ, આજ તેં મારા પર મોટો ઉપકાર કર્યો છે."

નૃત્યકાલીએ કહ્યું: "સારું, બની શકે તો એનો બદલો વાળજો, હવે જાઓ."

મ્લાન હાસ્ય હસીને ગોકુળ બોલ્યો: "શું કાઢી મૂકે છે?"

વિરકિત સહિત નૃત્યકાલી બોલી: "તો શું આદર કરીને બેસાડી રાખું? અહિં બેસી રહેવાથી શું પેટ ભરાઈ જશે? વેળા કેટલી ગઈ છે એ ખબર છે?"

"સમય ઘણો ગયો છે." કહીને ગોકુળ ઉભો થયો. નૃત્યકાલીએ કહ્યું: "જો જરૂર પડે, તો કાલ કે પરમ દિવસે આવજો, થોડા રૂપિયા લઈ જજો."

"સારું." કહીને ગોકુળ ચાલ્યો ગયો. નૃત્ય કમાડ પકડીને ઉભી રહી. થોડીવાર પછી ધોબીની ધોયેલ સાડી કાઢી નાખીને એક કોથળો પાથરીને સૂઈ ગઈ. બહાર ફરવા જવાનું એણે માંડી વાળ્યું.

તે દિવસે સંધ્યા સમયે ગોકુળે નાનાભાઈને બોલાવીને કહ્યું: "અમુ, તારી ઑફિસમાં કંઈ કામ મળે એવું કરી શકીશ?"

ઑફિસમાં કામ આપવાની શક્તિ અમુલ્યમાં નહોતી. પરંતુ તેણે પોતાની નબળાઈ છૂપાવીને ગંભીર ભાવે કહ્યું: "જરૂર. પણ તમે શું કરી શકો ? ઑફિસનું કામ જુદું હોય છે."

ગોકુળે કહ્યું: "ગમે તેવું કામ મળે તો પણ ચાલશે. ઑફિસ સ્વચ્છ રાખવાનું અથવા ઑફિસના એવા કોઈ પરચુરણ કામો કરવાનું......"

વચ્ચે જ અમુલ્ય બોલ્યો: "એ તમે કરી શકો ભાઈ, તમારે માન, અપમાન, શરમ કે એવું કંઈ નથી, પણ મને છે. મારું તો માથું વઢાઈ જાય."

ગોકુળે વિચાર્યું, વાત ખોટી નથી. એટલે તે મૌન રહ્યો. અમુલ્ય ઘડીભર નીરવ રહીને ગંભીર સ્વરે બોલ્યો: "જુઓ ભાઈ, વાત કહી શકાતી નથી, પણ તમને કહ્યા વગર ચાલે એમ નથી."

શંકિતભાવે ગોકુળે પ્રશ્ન કર્યો: "એવી શી વાત છે અમુ ?"

ધરતી સામે દ્રષ્ટિ રાખીને અમુલ્યે ગરદન પર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું: "તમને ખબર છે કે નહિ, એ હું નથી જાણતો. તમારી જમીન જગ્યા સાથે તમારું ઘર પણ લીલામ થઈ ગયું હતું."

સહજ સ્વરે ગોકુળ બોલ્યો: "મને ખબર છે. તારા કોઈ સંબંધીએ ખરીદ્યું છે કેમ ?"

"હા."

"તો શું એ ખાલી કરાવવા ઇચ્છે છે ?"

"એમણે જ્યારે પૈસા આપ્યા છે, ત્યારે......"

"જરૂર. એમને અધિકાર છે." કહીને ગોકુળ નીચી નજરે વિચાર કરવા લાગ્યો. થોડીવાર પછી બોલ્યો: "હં, બે ત્રણ મહિનાનો સમય નહિ આપી શકે ?"

અમુલ્યે કહ્યુ: "એને દબાણ કરું તો જરૂર એટલો સમય આપી શકે. પણ હું પુછું છું, તમારી પાસે એવી કોઈ જાગીર છે કે, બે માસ પછી તમે પૈસા મેળવી શકો ?"

ગોકુળ જરા હસ્યો. એ હાસ્ય દુઃખનું હતું કે નહિ, એ અમુલ્ય સમજી શક્યો નહિ. ગોકુળે કહ્યું: "તારો પ્રશ્ન ખોટો નથી. છતાં બાપના ઘરની મમતા છે ને! છોડીને ક્યાં જાઉં?"

ગોકુળે એક ગંભીર દીર્ઘનિશ્વાસ નાખ્યો; નિશ્વાસની સાથે તેનું હૃદય જોરથી ધ્રૂજી ઉઠ્યું. આંખની પાંપણ ભારે થઈ ગઈ.

અમુલ્યે કહ્યું: "ગમે તેમ પણ તમારે કંઈક વ્યવસ્થા કરવી જોઈએ. એ મારો સંબંધી છે એટલે તમને કંઈ કહી શકતો નથી. મને જ તગાદો કર્યા કરે છે. અને આટલા માટે મારી સાથે એનો સંબંધ બગડે તો ખરાબ કહેવાય. હું ગમે તે રીતે એને સમજાવીને એક મહિનાનો સમય મેળવીશ. એટલા સમયમાં તમે યોગ્ય વ્યવસ્થા કરી લેજો."

ગોકુળે માથું હલાવીને કહ્યું: "સારું."

અમુલ્ય નવા બુટ ચમચમાવતો બહાર ચાલ્યો ગયો. ગોકુળ સ્થિર ભાવે બેસી રહ્યો.

પાર્વતીએ આવીને કહ્યું: "રસોઈ થઈ ગઈ છે, ચાલો."

ગોકુળ સ્થિર અને નીરવ રહ્યો. પાર્વતીએ એના ખભા પર હાથ મૂકીને કહ્યું: "સાંભળો છો?"

ગોકુળે માથું ઉંચું કરીને ઉદાસ નજરે પત્ની સામે જોયું; પરંતુ અંધકારમાં કશું જોઈ શકાયું નહિ. પાર્વતીએ કહ્યું: "રસોઈ તૈયાર છે."

ગોકુળ ધીરે ધીરે રસોડા તરફ ગયો.

## ૨૦

આહાર પુરો કર્યા પછી બધું ઘરકામ આટોપીને પાર્વતી જ્યારે ઓરડામાં આવી ત્યારે માથાપર હાથ મૂકીને ગોકુળ વિચારમાં બેઠો હતો. ડાબા હાથમાં પકડેલા દીવાને લાકડાની દીવી પર મૂકી, ઓરડાના કમાડ બંધ કરીને પાર્વતીએ પ્રશ્ન કર્યો: "શું વિચારો છો?"

ગોકુળે નીચી નજર રાખીને જ ધીરેધીરે ઉત્તર આપ્યો:— "વિચારું છું, એક મહિના પછી મકાન છોડવું પડશે."

પાર્વતીએ સન્મુખ ઉભા રહીને કહ્યું: "ક્યાં જવાનું છે?"

"એ જ વિચારું છું."

"ઘર રાખવાનો શું કોઈ ઉપાય નથી?"

વિષાદભર્યું હાસ્ય કરીને ગોકુળ બોલ્યો: "બસો અઢીસો રૂપયા ક્યાંથી મેળવવા? કોણ આપે?"

"લોકો તો હજારો રૂપિયા વ્યાજે લઈ શકે છે, તમે શું બસો અઢીસો રૂપિયા નહિ મેળવી શકો?"

"મેળવી શકું તો બાપનું ઘર છોડું ખરો? હું અત્યારે ગરીબ છું. ગરીબ પર વિશ્વાસ રાખીને આજ પાંચ રૂપિયા પણ કો ન આપે."

જરા મૌન રહીને પાર્વતીએ ગંભીર સ્વરે પ્રશ્ન કર્યો: "તો પછી શું કોઈ ઉપાય નથી?"

દીર્ઘનિશ્વાસનો ત્યાગ કરીને ગોકુળ બોલ્યો: "ના."

પાર્વતીના મનમાં થયું, દાગીનાની વાત કહું. થોડા દાગીના

વેચી નાખવામાં આવે તો સ્હેલાઇથી બસો અઢીસો રૂપિયા મેળવી શકાય. સ્વામી આ વાત નથી જાણુતા, એમ તો છે નહિ, પરંતુ જાણુવા છતાંયે તેઓ જ્યારે આ વાત કાઢતા નથી, ઘર છોડીને રસ્તા પર ઉભા રહેશે, પણ સ્ત્રીના ઘરેણાં નહિ સ્વીકારે, સ્વામીનો જ્યારે આવોજ સંકલ્પ છે, ત્યારે પાર્વતી આ પ્રશ્ન ઉપસ્થિત કરી શકી નહિ. આ વાત કાઢતાં એને સંકોચ થયો. એકલો સંકોચ નહિ. સાથે રોષ પણ થયો. આજ બપોરેજ સ્વામીને ઉપવાસમાંથી બચાવવા એરીંગ આપ્યાં ત્યારે સ્વામીને કેટલું દુઃખ થયું હતું, એ વિચારથી પાર્વતીને વધુ કષ્ટ થયું; એના હૃદયમાં જાણે ખંજર ભોંકાવા માંડયા. તે ઘડીભર સૂનમૂન થઈને ઉભી રહી. ત્યારપછી એકાએક શય્યા પર પડીને સૂઈ ગઈ. ગોકુળ મૌનભાવે બેસી રહ્યો.

થોડીવાર પછી ગોકુળે કહ્યું: "સૂઈ ગઈ પારૂ ?"

પાર્વતીએ ઉત્તર ન આપ્યો, માત્ર હાથ હલાવીને બંગડીઓના રણુકારથી જણાવ્યું, પોતે હજી જાગે છે. ગોકુળે કહ્યું: "કદાચ ઘર છોડવું પડે. છોડવું શું છોડવાનું જ છે તો તું કયાં રહીશ પારૂ ?"

પાર્વતી પડખું ફરીને સૂતી હતી; મોઢું ફેરવીને તે રૂક્ષસ્વરે બોલી: "મને રહેવાની ઘણી જગ્યા છે, તમારા પોતા માટે વિચાર કરો."

હળવું હસીને ગોકુળ બોલ્યો: "મને મારી ચિંતા નથી, પુરુષ ગમે તેવા સ્થાને રહી શકશે. મને તો કેવળ તારીજ ચિંતા છે."

પાર્વતી અકળાઈને બેઠી થઈ ગઈ; રોષથી નયનવદન લાલ કરીને ઉચ્ચ સ્વરે બોલી: "હું તમને પગે લાગીને કહું છું મારા માટે તમે ચિંતા કરશો નહિ. તમારા આ ઘર સિવાય પણ મારે રહેવાનું સ્થાન છે."

"કયાં ? પિયર ?"

"હા."

ગોકુળ માથા પર હાથ ફેરવવા લાગ્યો; પાર્વતી પાછી સૂઈ ગઈ. તેલ વગરનો દીવો ટમટમીને આખરે ઓલવાઈ ગયો. છતાં પણ ગોકુળ સુતો નહિ. ગાઢ અંધકાર વચ્ચે ગંભીર ચિંતાનો ખડકલો લઈને બેસી રહ્યો. પાર્વતી જ્યાં સુધી જાગતી હતી, ત્યાં સુધી તેના કાન પર વચ્ચે વચ્ચે એકાદ દીર્ઘ નિશ્વાસ સિવાય કશું અથડાતું નહિ. નિશ્વાસ સાંભળતાં સાંભળતાં તે સૂઈ ગઈ.

બીજે દિવસે પાર્વતીએ અન્નદાને એક પત્ર લખ્યો.

"બહેન,

હું મારા પિયર હતી ત્યારે તમે મારા પર તિરસ્કાર ભર્યો એક પત્ર લખ્યો હતો. આજ તમારો તિરસ્કાર કરવાનો મારો વારો આવ્યો છે, પણ હું તિરસ્કાર કરતી નથી.

આ વખતે મારે ન છૂટકે બાપના ઘેર જવું પડે એમ છે. શા માટે એ કહું? તમારા બુદ્ધિમાન ભાઈ રહેવાનો આશરો પણ ગૂમાવી બેઠા છે. એક મહિનામાં ઘર છોડવું પડશે. તમારા ભાઈ પોતા માટે કશી ચિંતા નથી કરતા, ગમે ત્યાં રહી શકશે, એ તો મારી જ ચિંતાથી પાગલ બની રહ્યા છે. એટલે ન છૂટકે પિયર જઈને એમને ચિંતાથી મુક્ત કરવાનું મેં નક્કી કર્યું છે.

તમને કદાચ પ્રશ્ન થશે, મારા દાગીનાથી શું મકાન ન છોડાવી શકાય? પરંતુ હું દાગીના કોને આપું? તમારા ભાઈને ઘર જવું કરી રસ્તા વચ્ચે ઉભા રહેતાં કશો બાધ નથી, પણ મારા ઘરેણાં વેચીને ઘર રાખતાં શરમ આવે છે. શું એના હાથમાં હું ઘરેણાં મૂકું? ના, પ્રાણ હશે ત્યાં સુધી એ મારાથી નહિ બની શકે. સ્વામી પરમગુરૂ છે, એનું સ્થાન મારા મસ્તક ઉપર, પરંતુ જેની નજરે હું પરાઈ છું, તેની સામે આવડી મોટી હીનતાનો સ્વીકાર હું કરી શકીશ નહિ. આથી તમે મને નરકમાં જવાનું કહો કે, ગમે ત્યાં મોકલો, પણ મારા હાથથી આ રીતે સ્વમાનનું ખૂન નહિ થઈ શકે.

તમે મઝામાં છો ને ? મને લાગે છે કે તમારી સાથે મળવાની હવે સંભાવના નથી.

તમારી "ભાભી."

ત્રણ ચાર દિવસ પછી પાર્વતીને પત્રનો ઉત્તર મળ્યો. અન્નદા લખતી હતીઃ—

"અ. સૌ. ભાભી,

સ્થિતિ અને સંજોગવશ મારા ભાઈનું માથું કદાચ બગડયું હોય, પરંતુ તમે પણ આવાં હઠીલાં બનો છો ? બાપના ઘેર જઈ ભાઈ–ભોજાઈ સામે માથું નીચું કરીને રહી શકાશે, પરંતુ ધણી સામે માથું નીચું નહિ કરી શકાય કેમ ? તમને પણ ધન્ય છે !

મારા ભાઈ સમક્ષ તમે માથું ન નમાવી શકો પરંતુ મારા ભાઈએ તમારી સામે માથું નમાવવું જોઈએ અને દયાની ભીખ માગવી જોઈએ આવી તમારી ઇચ્છા હોય એમ દેખાય છે. કેમ, ખરુંને ? પરંતુ મારા ભાઈ એવા નથી. તમે ચુલામાં જાઓ, પણ મારા ભાઈ તો મારા ભાઈજ રહેશે. રાજસિંહાસન પર હોય કે કોઈ વૃક્ષ નીચે હોય, એમના જીવનમાં કશું પરિવર્તન નહિ થાય. મેં જ ભૂલ કરી છે કે તમારા જેવી સળગતી આગ માથા પર લેવા માટે મેં મારા ભાઈને તૈયાર કર્યા.

હું કેવી મઝામાં છું, એ જાણવા માગો છો ને ? હું ખૂબ આનંદમાં છું, લોકો કહે છે, હું દુઃખમાં છું, પણ હું કહું છું મને આનંદ છે. મારાં સાસુ બે વખત મારું મોઢું બાળ્યા વગર પાણી નથી પીતાં, નાની નણંદ મને ગુલામડી કરતાં ય બદતર માને છે, જેઠાણીને મારા સિવાય કોઈ પર અણગમો નથી, મારા પ્રત્યે કોઈનો સદ્વ્યવહાર નથી, છતાં હું ઘણા સુખમાં છું. શામાટે એ જાણો છો ? આ મારા સ્વામીનું ઘર છે. સ્વામી નથી, પણ એમની અનંત સ્મૃતિઓ મોજુદ છે. એ જ ઘર, એ જ શય્યા, એનીએ વસ્તુઓ, સહુની સાથે

જાણે એમની સ્મૃતિ વણાયેલી છે. ઘરમાં પગ મૂકું કે તરત મને એમના જીવનની સુવાસ આવે છે, શય્યા ને હાથ અડાકું ત્યાં હૃદય ઝણઝણી ઉઠે છે, આંખો બંધ કરું એટલે મારી આંખ સામે આવીને એ જાણે ઉભા રહે છે. તેથી જ હજારો દુ:ખ વચ્ચે હું પરમ સુખી છું.

મારા મનમાં થાય છે કે, આ મારું તીર્થસ્થાન છે. માણસો શું સુખ ભોગવવા માટે જ તીર્થમાં જતા હશે? હજારો કષ્ટ પડે તો પણ આ તીર્થ છોડીને હું બીજે ક્યાંય જઈશ નહિ. હું અભાગણી, આવું પરમ તીર્થ છોડીને આજ સુધી બાપના ઘેર પડી હતી, આજ મને એ વિચાર આવે છે ને હું રડી ઉઠું છું.

ફરી વાર કહું છું, હું ખૂબ આનંદમાં છું. હવે મળવાની સંભાવના નથી, પરંતુ તમને મળવાની હવે ઇચ્છા પણ નથી રહી.

તમારી અન્નદા."

પત્ર વાંચીને પાર્વતીએ એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો. ત્યાર પછી ઘડિક વિચારીને પત્રના ટૂકડે ટૂકડા કરી ફેંકી દીધા.

ગોકુળે આવીને કહ્યું: "પાલખી ને ચોકીદારનું નક્કી કરી આવ્યો છું પારૂ."

મોઢું ફેરવી લઈને પાર્વતીએ ગંભીર સ્વરે ઉત્તર આપ્યો: "કાલ તો અમાવાસ્યા છે ને?"

ગોકુળે માથા પર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું: "હા, અમાસ છે. ત્યારે શું કાલે નથી જવું?"

"ના..."

ગોકુળે વધુ કંઈ ન કહ્યું, મનમાં જરા હસ્યો.

સાંજના સમયે પાર્વતી જ્યારે ચૂલા પર ભાત મૂકીને રસોડામાં બેઠી હતી, ત્યારે ફઈબા અમુલ્યને સંબોધીને બોલતાં હતાં: "મોટી વહુ વળી પાછી બાપના ઘેર ઉપડે છે."

અમુલ્યે પુછ્યું: "કેમ?"

ફઈબાએ કહ્યું: "ગોકુળ મોકલી દે છે, બીજું શું!"

જરા હસીને અમુલ્ય બોલ્યો: "ન મોકલે તો કેમ ચાલે! ભાભી છે ત્યાં સુધી રાસલીલા ન રમી શકાયને!"

ફઈબાએ આગ્રહ પુર્વક પ્રશ્ન કર્યો: "એ વળી શું છે અમુ?"

અમુલ્યે કહ્યું: "કંઈ નહિ. એ બધી વાતો તમારે સાંભળવાની જરૂર નથી."

ફઈબાનું કૌતુહલ બમણું વધ્યું. તેમણે વ્યગ્ર કંઠે કહ્યું: "એવી શી વાત છે અમુ; કહેને, મને કહેવામાં શો બાદ છે?"

અમુલ્યે જરા વિચારીને કહ્યું: "બાદ તો બીજો શું હોય! એ વાત શું કોઈ નથી જાણતું?"

ફઈબા આગ્રહ પુર્ણ નજરે અમુલ્યના મોઢા સામે જોઈ રહ્યા. પાર્વતી ધીરે ધીરે ઉઠીને રસોડાની બારી પાસે ઉભી રહી. અમુલ્યે કહ્યું: "ગોપીનાથ સરકારની દિકરી નૃત્યને ઓળખો છો?"

ફઈબાએ કહ્યું: "ઓમા એને વળી કોણ ન ઓળખે! નાનપણમાં ગોકુળની ગોઠણ હતી."

અમુલ્યે કહ્યું: "હાં...તે અત્યારે પણ ભાઈની ગોઠણ છે."

ફઈબાએ જાણે આકાશમાંથી પડતું મૂક્યું. વિસ્મયની અતિ વૃદ્ધિ થતાં તેમના મોઢામાંથી એક પણ શબ્દ ન નીકળ્યો, માત્ર વિસ્મય ભરી નજરે અમુલ્ય સામે જોઈ રહ્યાં. અમુલ્ય બોલ્યો: "ચારે દિશાએ હા હો થઈ રહી છે, મારાથી તો ગામમાં ચાલી શકાતું નથી. સારું થયું છે કે વહેલાસર જૂદો થઈ ગયો, નહિતો મારે માટે પણ ધોબી હજામ બંધ થઈ જાત."

ફઈબાએ ડાબો હાથ ગાલ પર રાખીને વિસ્મિત સ્વરે કહ્યું: "તું કહે છે શું અમુલ્ય, તેં તો મને અવાક્ કરી દીધી. ગોકુળના પેટમાં આટલો મેલ! ઘરમાં રાજરાણી જેવી વહુ છે, વહુ કંઈ મેલી ઘેલી નથી."

અમુલ્યે ગંભીર ભાવે કહ્યું: "એથી શું થયું, આદત છે ને! જોતા નથી, વહુ સાથે બને છે ક્યાં?"

ફઈબાએ કહ્યું: "સાચી વાત છે. તેથી જ વાત વાતમાં વહુને પિયર મોકલાવી દે છે. હાય, હાય! આથી તો ડુબીમરવું સારૂં."

પાર્વતી બારીનું કમાડ પકડીને થોડી વાર ઉભી રહી; ત્યાર પછી ચુલામાં પાણી નાખી, ઓરડામાં જઈને સૂઈ ગઈ.

રાતના ગોકુળ આવ્યો. પાર્વતીએ બારણું ખોલીને પુનઃ પથારીનો આશ્રય લીધો. ગોકુળે કહ્યું: "મારી થાળી ક્યાં રાખી છે?"

પાર્વતીએ ઉત્તર આપ્યો: "આજ રસોઈ નથી થઈ."

ગોકુળે જરા આશ્ચર્ય ભર્યા ભાવે પ્રશ્ન કર્યો: "રસોઈ નથી કરી?"

પાર્વતીએ ચડેલા ગળે ઉત્તર આપ્યો: "ના."

ગોકુળે પુછ્યું: "શું તારી તબીયત તો નરમ નથી ને?"

વિરક્તિ સહિત પાર્વતી બોલી:: "ના...ના..."

ગોકુળ વધુ કંઈ ન બોલ્યો, હોકામાં તમાકુ ભરીને ઉંબરા પાસે બેસી હોકો પીવા લાગ્યો.

ધૂમ્રપાન પુરૂં કરી ગોકુળે ઓરડામાં આવીને જોયું, તો પાર્વતી હજી સૂઈ ગઈ નહોતી. તેણે ધીરે ધીરે પાર્વતી પાસે જઈ, પાર્વતીના કપાળ પર હાથ મૂકી પ્રશ્ન કર્યો: "સાચું કહેજે, તને કંઈ અસુખ તો નથી થયું ને પારૂ?"

પાર્વતીએ સ્વામીના હાથને દૂર કરી ઉગ્ર સ્વરે કહ્યું: "પાલખીને ચોકીદારનું નક્કી કર્યું છે ને?"

ગોકુળે કહ્યું: "આવતી કાલે જવાની તેં ના કહી હતી, એટલે હું એ લોકોને ના કહી આવ્યો છું."

પાર્વતીએ કહ્યું: "ના, હું આવતી કાલે જ જઈશ."

ગોકુળે બાજુમાં બેસીને શાંત સ્વરે પુછ્યું: "કાલે શા માટે જવું છે પારૂ?"

પાર્વતીએ મોઢું ફેરવી સ્વામીના ચહેરા પર ક્રોધ ભરી નજર કરતાં કહ્યું: "મારી મરજી."

મૃદુહાસ્ય સહિત ગોકુળે પાર્વતીના માથા પર હાથ મૂક્યો. પાર્વતી એકદમ બેઠી થઈ ગઈ, અને વેગથી શય્યાનો ત્યાગ કરી મેજ પર સૂઈ ગઈ. થોડીવાર પછી તે કઠોર સ્વરે બોલી: "જુઓ, ફરીવાર મને પજવશો તો સારું પરિણામ નહિ આવે, એ કહી રાખું છું."

ગોકુળ વિસ્મયપુર્ણ નજરે ઘડીભર પાર્વતીના વદન સામે જોઈ રહ્યો; ત્યાર પછી ધીરે ધીરે શય્યા પર સૂતો.

થોડીવાર મૌન પડ્યા રહીને પાર્વતી બોલી: "જુઓ, મારી હાજરીથી તમને પણ અનેક પ્રકારની મુશ્કેલી છે, તેમ મને પણ શાંતિ નથી. આવી પરિસ્થિતિમાં આપણે જૂદા રહીએ એ શું યોગ્ય નથી?"

ઉત્તરની આશાએ પાર્વતી સ્થિર નજરે સ્વામી તરફ જોઈ રહી. ગોકુળે કશો ઉત્તર ન આપ્યો, તેમ તે જરા હલ્યો પણ નહિ.

મોઢું અન્ય દિશાએ વાળીને પાર્વતી મેજ પર પડી રહી.

## ૨૧

"નૃત્ય!"

"કોણ અમુલ્યબાબુ?"

"હા..." કહીને અમુલ્ય ઓસરી પર ચડયો.

"કેમ અત્યારે આવવું થયું?" નૃત્યકાલીએ હસીને કહ્યું.

"તને મારા મનની એક વાત કહેવા આવ્યો છું." કહેતાં કહેતાં અમુલ્યને જાણે પસીનો વળી ગયો.

"ઓહો, મનની વાત? કહો તો..." નૃત્યકાલીએ અમુલ્યના ચહેરાનું નિરક્ષણ કર્યું.

"હું...હું..." વાત કહેતાં અમુલ્ય અચકાયો.

મૃદુહાસ્ય સાથે નૃત્યકાલી બોલી: "હું, હું શું? શું તમે મનુષ્ય નથી?"

શરમભર્યું હાસ્ય હસીને અમુલ્યચરણ બોલ્યો: "એમ નથી, નૃત્ય! હું..."

"પણ શું?" નૃત્યના ચહેરા પર હાસ્યની રેખાઓ ખીલી ઉઠી.

"હું ઘણા સમયથી તને એકવાત કહેવા ઇચ્છતો હતો. પણ ..." અમુલ્યચરણ ફરી કહેતાં અચકાયો.

"મનની વાતને?"

"હા..."

"તે કહી નાખોને...એમાં આટલા બધા અચકાવ છો શા માટે?" નૃત્યકાલી પ્રશ્નભરી નજરે અમુલ્ય સામે જોઈ રહી.

એક ખોંખારો ખાઈ, જરા ગળું સ્વચ્છ કરી અમુલ્ય બોલ્યોઃ "હું...હું...તને ચાહું છું."

નૃત્યકાલીએ ખૂબ આશ્ચર્ય પામીને તીવ્ર નજરે અમુલ્ય સામે જોતાં કહ્યું: "ઓ મા, આ તમે શું કહો છો? શું હું તમારા મનની વાત આટલા દિવસ સુધી જાણી શકી નહિ? મારું કપાળ જ બળેલું છે!"

માથું નીચું રાખી, પગનો અંગુઠો ઓસરીની ગાર પર નચાવતાં નચાવતાં અમુલ્ય બોલ્યોઃ "સત્ય કહું છું નૃત્ય, હું તને ખૂબ ચાહું છું."

નૃત્યકાલીએ કહ્યું: "તમે શા માટે ન ચાહો? તમારા ભાઈ ચાહે છે, ગણેશ ઘોષ ચાહે છે, હીરૂ દાક્તર..."

વચ્ચે જ અમુલ્ય બોલ્યોઃ "એ બધાની વાતો જવા દે, હું તને પ્રાણથી ચાહું છું."

હાસ્ય ભર્યાં નયનોએ નજર કરતી તે બોલી: "એ બધા ચુલામાં જાય! મારાં મહાભાગ્ય કે તમે મને ચાહો છો. અને તે પણ પ્રાણ આપીને. હેં અમુલ્ય બાબુ, સાચે તમે મને પ્રાણ આપીને ચાહો છો?"

ગદ્‌ ગદ્‌ કંઠે અમુલ્ય બોલ્યોઃ "સાચું કહું છું નૃત્ય, હું તારા પર પ્રાણ પાથરૂં છું."

જરા ચિંતિત ભાવે નૃત્યકાલી બોલી: "મને વિશ્વાસ છે, પણ હું તમારો પ્રાણ લઈને શું કરું કહો. અંતે મારે બ્રહ્મહત્યાના પાપનું ભાગી થવું ને?"

આગ્રહ ભર્યાં સ્વરે અમુલ્ય બોલ્યોઃ "ત્યારે તું શું ચાહે છે નૃત્ય...?"

ઘડીભર વિચાર કરીને નૃત્યકાલી બોલી: "સો રૂપિયા મને આપી શકશો?"

વિસ્મિત ભાવે અમુલ્ય બોલ્યો: "સો રૂપિયા ?"

"હા, એકસો રૂપિયા. હું ભારે ઉપાધિમાં ફસાણી છું. હું તમને એમને એમ દેવાનું નથી કહેતી, સોનાના એરીંગ લઈને તમે મને આપો. એરીંગમાં બે કિંમતી નંગ પણ જડેલાં છે. ઉભા રહો દેખાડું."

નૃત્યકાલી ઓરડામાં જઈને એરીંગની જોડ લઈ આવી. અમુલ્યે એરીંગની જોડ હાથમાં ફેરવતાં કહ્યું: "આમાનાં નંગ સાચાં છે ?"

"એ વગર કોઈ સો રૂપિયા માગે ?"

"શું આજેજ પૈસા જોઈએ છે ?"

નૃત્યકાલીએ કહ્યું: "આજ સાંજ પહેલાં જોઈએ. હું આ માટે હીરૂ દાકતર પાસે જવા વિચારતી હતી ત્યાં......"

એરીંગ પાછાં આપતાં અમુલ્ય બોલ્યો: "ના ના, બીજા કોઈ પાસે જવાની જરૂર નથી. હું વ્યવસ્થા કરું છું.

નૃત્યકાલીએ કહ્યું: "સારું, તો હું સાંજ સુધી તમારી રાહ જોઈશ."

અમુલ્ય ચરણ બીજી બે ચાર મીઠી વાતો કરીને ચાલ્યો ગયો. નૃત્યકાલી પોતાના મનમાં ખૂબ હસી પડી.

સાંજ પહેલાં અમુલ્ય આવ્યો અને સો રૂપિયાની નોટો નૃત્યકાલીના હાથમાં મૂકતાં બોલ્યો: "આ સો રૂપિયા."

નૃત્યકાલીએ નોટો ગણી લઈ, ઓરડામાં મૂકી દીધી. ઘડીવાર પછી તે પાછી આવી. અમુલ્યે થોડીવાર રાહ જોઈને પ્રશ્ન કર્યો: "એરીંગ કયાં ?"

કટાક્ષની વીજળી ચમકાવીને સહાસ્ય વદને નૃત્યકાલી બોલી: "ભલેને મારી પાસે રહ્યાં..."

અમુલ્ય વિસ્મિત નજરે એના સામે જોઈ રહ્યો. નૃત્ય બોલી: "મારા પર વિશ્વાસ રાખીને પ્રાણ આપી શકો છો, પણ મારી પાસે એરીંગ રાખતાં વિશ્વાસ નથી બેસતો ?"

અમુલ્ય નિરુત્તર રહ્યો. નૃત્યકાલીએ ઘરકામમાં મન પરોવ્યું. અમુલ્ય વક્ર કટાક્ષે નૃત્યનું રૂપ નીરખવા માંડયો.

ઘરકામ પુર્ણ કરીને નૃત્યકાલીએ ઓરડે તાળું માર્યું, ત્યાર પછી અમુલ્ય સામે જોઈને બોલી: "હવે તમારે જવું હોય તો જાઓ. હું નહાવા જઉં છું."

અમુલ્ય ભારે ચિંતામાં પડી ગયો. નૃત્યકાલી બોલી: "શું વિચારો છો? વિશ્વાસ ન હોય તો કહો, એરીંગની જોડ આપી દઉં."

લથડતી જીભે અમુલ્ય બોલ્યો: "ના ના, તારા પર અવિશ્વાસ નથી નૃત્ય."

અમુલ્ય ચરણ ઉઠીને ગારા જેવા પગલે ચાલ્યો ગયો. નૃત્યકાલી પણ મંદમંદ હાસ્ય સાથે મકાન બહાર નીકળી.

પરંતુ નૃત્યકાલી નહાવા ન ગઈ. સાડીના છેડે એરીંગ અને સો રૂપિયાની નોટો બાંધીને સીધી ચક્રવર્તિના ઘેર ગઈ. ગોકુળ એકલો બેઠકમાં બેઠો હતો. નૃત્યકાલીએ ગોકુળ સામે આવીને ધરતી પર મસ્તક નમાવી નમસ્કાર કર્યા. બોલી: "નમસ્કાર, ઠાકુર મહાશય!"

સહાસ્ય ગોકુળ બોલ્યો: "ભગવાનમાં તારી મતિ રહે."

મૃદુ હસીને નૃત્યકાલી બોલી: "ભગવાનમાં તો મારી ઘણી મતિ છે, એ માટે તમારા આશીર્વાદની જરૂર નથી. એકસો આઠ વખત હરિનામ લીધા સિવાય હું પાણી પણ નથી લેતી."

"હવેથી એક હજાર આઠ હરિનામ લઈ શકીશ."

"માફ કરો ગુરૂજી, એટલો સમય નથી."

ગોકુળે નૃત્ય સામે જોઈને કહ્યું: "જુવાનીયાઓનું માથું બગાડવામાં ઘણો સમય મળી શકે છે, ખરું?"

નૃત્ય બોલી: "એ બધાં જનાવરના માથાં છે ઠાકુર મહાશય. મનુષ્યનું એક પણ માથું બગાડી શકી નથી."

કહેતાં કહેતાં નૃત્યકાલીએ એક તીવ્ર કટાક્ષ કર્યો. ગોકુળે કહ્યું: "માણસનું માથું એટલું સસ્તું નથી કે જલ્દી હાથમાં આવી જાય."

નૃત્યકાલીએ કહ્યું: “એનું જ દુ:ખ રહી ગયું છે.”

ગોકુળે સહજ સ્વરે કહ્યું: “એ દુ:ખને મનમાં જ સંઘરી રાખજે. હં, પણ આમ અચાનક કેમ આવવું થયું?”

“તમારી વહુને મળવા.”

“તો તો તારે એ આશા પણ અત્યારે સંઘરી રાખવી પડશે.”

હસીને નૃત્યકાલી બોલી: “ભય ન રાખશો ઠાકુર, તમારી વહુ કોઈ જુવાનીયો નથી.”

ગોકુળ પણ મૃદુ હસ્યો; બોલ્યો: “તારી સામે તો બધા સમાન છે, પણ અત્યારે ઘર ખાલી છે.”

નૃત્યકાલીએ કહ્યું: “શું, વળી પાછું બ્રાહ્મણીનું પરલોકગમન થયું છે?”

“પરલોક નહિ, પિયર...”

“ક્યારે ગયાં?”

“આજ સવારે.”

“એમ છે...” કહીને નૃત્યકાલી મૌન રહી.

ગોકુળે પ્રશ્ન કર્યો: “એકાએક બ્રાહ્મણીની શી જરૂર પડી?”

નૃત્યકાલીએ કહ્યું: “તમારા ગુણોની વાત કહેવી હતી.”

ગોકુળે સહજ ભાવે કહ્યું: “એણે મારા જે ગુણો જોયા છે, એથી તો એને પિયર જવું પડ્યું છે. હવે વધારે જણાવવાની જરૂર નથી.”

“જરૂર હતી કે નહિ, એ હોત તો સમજાત. જ્યારે નથી, ત્યારે પૈસા તમે જ રાખો.”

નૃત્યકાલીએ અમુલ્ય પાસેથી મેળવેલી નોટો છેડામાંથી બહાર કાઢીને ગોકુળના પગ પાસે મૂકી. ગોકુળે નોટો સામે નજર કરીને પ્રશ્ન કર્યો: “શેનાં રૂપિયા છે?”

“પેલા એરીંગના.”

"એના રૂપિયા તો મેં લીધા છે."

"એક જોડી એરીંગ રાખીને કોઈ દસ રૂપિયા ન આપે."

"એની કિંમત ત્રીસ ચાલીસની હશે. એથી કોઈ વધારે રૂપિયા તો ન જ આપે."

"એરીંગ મને ઘણા ગમી ગયાં છે. હું ખરીદી લઉં છું."

"હું જ્યારે વેંચવા જાઉં, ત્યારે તું ખરીદી લેજે. અત્યારે તો મેં દસ રૂપિયામાં ગીરવી મૂક્યાં છે, વ્યાજ સહિત રૂપિયા આપીને છોડાવી લઇશ. રૂપિયા લઈ લે."

નૃત્યકાલીએ મ્લાન વદને કહ્યું: "તમારે શું પૈસાની જરૂર નથી?"

ગૌરવભર્યા સ્વરે ગોકુળ બોલ્યો: "નિતુ, મારે પૈસાની ઘણી જરૂર છે. પણ જરૂર છે એથી તારા પૈસા મારે શામાટે લેવા જોઈએ?"

ઘડીક મૌન રહીને નૃત્યકાલી બોલી: "આ પૈસા મારા નથી."

"ત્યારે કોના છે?"

"તમારા ભાઈના."

ગોકુળે વિસ્મિત ભાવે નૃત્યકાલીના નયનો સામે જોયું. નૃત્યકાલીએ કેવી ચાલાકીથી અમુલ્ય પાસેથી રૂપિયા મેળવ્યા હતા, એ વાત કહી. સાંભળીને ગોકુળને દુ:ખ થયું. તેણે વેદના ભરી નજરે નૃત્યકાલી સામે જોઈને કહ્યું: "નિતુ, તું આવો પ્રપંચ કરી શકે છે, એ હું નહોતો જાણતો."

શરમથી નૃત્યકાલીનું મસ્તક નમી પડ્યું. તે ધીરે ધીરે બોલી: "પ્રપંચી સાથે પ્રપંચ કરવામાં દોષ ન ગણાય."

ગોકુળે મૃદુ સ્વરે કહ્યું: "એ નીતિ પ્રપંચીઓની છે. હું પ્રપંચી નથી નિતુ."

પોતાના છેડામાં નોટો બાંધતાં બાંધતાં વ્યથિત સ્વરે નૃત્યકાલી બોલી: "હું સ્ત્રી છું, સમજી શકી નહિ."

ગોકુળે કહ્યું: "હવે જો સમજાયું હોય, તો જેના રૂપિયા છે તેને પાછા આપી દે."

નૃત્યકાલી ધીરે ધીરે અંદરના મકાનમાં ગઈ.

# ૨૨

**એ** વખતે ફઈબા ઘેર નહોતાં, નાની વહુ એકલી હતી. નૃત્યકાલી એની પાસે જઈને બેઠી. આડી અવળી વાતો કરીને નૃત્યકાલીએ એરીંગની જોડ છેડેથી છોડીને નાની વહુના હાથમાં મૂકીને કહ્યું : આને ઓળખી શકો છો વહુરાણી ? ”

ધ્યાનપૂર્વક જોઈને નાનીવહુ બોલી : “ પારૂ બહેનનાં હોય એવું લાગે છે. ”

“ લાગે છે એમ નહિ, પારૂ બહેનનાં જ છે. મારી પાસે ગીરવી હતા. મેં વેંચી નાખ્યાં છે. ”

“ કોણે ખરીદ્યાં ? ”

“ અમૂલ્ય બાબુએ. ”

નાની વહુ વિસ્મિત નજરે નૃત્યકાલીના ચહેરા સામે જોઈ રહી. નૃત્યકાલીએ કહ્યું : “ સો રૂપિયામાં ખરીદ્યાં છે. ખરીદીને મારી પાસે મૂકી ગયા હતા. ”

નાની વહુએ આશ્ચર્ય પામતાં પૂછ્યું : “ તમારી પાસે ? ”

મૃદુ હાસ્ય સહિત નૃત્યકાલી બોલી : “ હા, મારી પાસે. કોઈને દેવા માટે લીધાં હશે ! કોને એતો ભગવાન જાણે, એ વાત એમને પૂછી જોજો. ”

નાનીવહુનો ચહેરો લાલ થઈ ગયો. નૃત્યકાલી બોલી : “ પણ આ હમણા વેચી શકાય એમ નથી. જેની વસ્તુ છે, એને પૂછ્યા વગર તો મારાથી ન જ વેંચી શકાય. એતો પિયર ગયેલ છે. અમૂલ્ય બાબુને રૂપિયા આપી દેજો. ”

નૃત્યકાલીએ છેડે બાંધેલી નોટો કાઢીને નાનીવહુના સામે મૂકી; અને એરીંગની જોડી લઈને તે વિદાય થઈ. નાનીવહુ સ્તંભિત ભાવે બેસી રહી.

અમૂલ્ય ચરણ ઘરમાં આવ્યો ત્યારે નાનીવહુએ કહ્યું: "હેં, તમે શું એક જોડી એરીંગ ખરીદ્યાં છે?"

અમૂલ્યે ચમકીને પૂછ્યું: "કોણ કહે છે?"

મૃદુ હાસ્ય સહિત નાનીવહુ બોલી: "ગમે તેણે કહ્યું હોય, ખરીદ્યાં તો છે જ. તે ક્યાં રાખ્યાં છે?"

અમૂલ્યે ચીડાઈને કહ્યું: "ચૂલામાં રાખ્યાં છે. બીજે ક્યાં હોય?"

"બીજે ક્યાં હોય, એ હું ક્યાંથી જાણું? તમે જ કહોને ક્યાં છે?"

નયનો વક્ર કરીને અમૂલ્ય બોલ્યો: "હું શું કહું? તારું કપાળ! આવી બધી ચાપચીપ છોડી દે. પૈસા ક્યાં હતા કે હું એરીંગ ખરીદું?"

નાનીવહુએ કહ્યું: "પૈસા ન હોય તો હું આપું છું, એરીંગની એક જોડ લાવી આપો."

અમૂલ્યે પત્ની સામે તીવ્ર દૃષ્ટિ કરીને મોઢું ફેરવ્યું. નાનીવહુએ પેટીમાંથી સો રૂપિયા કાઢીને અમૂલ્ય સામે મૂક્યા. અમૂલ્યે પૂછ્યું: "તેં આ રૂપિયા ક્યાંથી કાઢ્યા?"

તીવ્ર હાસ્ય સહિત નાનીવહુ બોલી: "કાઢું ક્યાંથી? આ તમારા જ છે."

ક્રોધથી અમૂલ્ય બોલ્યો: "મારા રૂપિયા તેં શા માટે લીધા?"

"લેવામાં કોઈ દોષ થયો છે?"

"હા. સાતવાર દોષ થયો છે. તેં ચોરી કરી છે."

"હું ચોરી શા માટે કરું?"

"તો પછી તેં ક્યાંથી મેળવ્યા? મેં તો તને આપ્યા નથી."

"તમે મને નથી આપ્યા, પણ જેને તમે આપ્યા હતા, તે પાછા આપી ગયેલ છે."

અમૂલ્યે ગર્જના કરતાં કહ્યું: "શું, મેં કોઈને આપ્યા છે! નાનેમોઢે મોટી વાત!"

નાનીવહુએ કહ્યું: "પણ સાચી વાત છે. શું તમે કોઈને નથી આપ્યા?"

રોષથી ચિત્કાર કરીને અમુલ્ય બોલ્યો: "આપ્યા છે...સાતવાર આપ્યા છે! તે શું થઈ ગયું! મેં કંઈ કોઇના બાપના પૈસા નથી આપ્યા."

વ્યંગ ભર્યા હાસ્ય સાથે નાનીવહુ બોલી: "તમે આપી શકો છો. પણ રાસલીલા એકલા ભાઈજ રમે છે કે અન્ય કોઈ રમે છે, એ હું જાણવા માગું છું."

અમુલ્યે જોરથી ધરતી પર પગ પછાડીને ક્રોધ ભર્યા સ્વરે કહ્યું: "હું રાસલીલા કરું કે દ્રાણલીલા કરું, કોઈના બાપને ઘેર જઈને કરતો નથી."

ફઈબાએ પોતાના ઓરડામાંથી કહ્યું: "શું છે અમુ? રાત વેળાએ આટલી વડચડ શા માટે?"

અમુલ્ય વધુ જોરથી ચિત્કાર કરીને બોલ્યો: "શા માટે હું ખૂન કરીશ, ઘરમાં આગ લગાવી દઈશ, મારા મનમાં જે આવશે તે કરીશ."

ફઈબા એકદમ દોડી આવ્યાં. બંધબારણા પાસે ઊભા રહીને બોલ્યાં: "કેમ, શું થયું છે?"

ક્રોધથી કંપતા સ્વરે અમુલ્ય બોલ્યો: "થાય શું બીજું? મારા નામ પર કલંક મૂકાય છે! સાંભળોને એકવાર આની ચાબાઈ, કહે છે કે, મેં કોકને રૂપિયા આપ્યા છે, સો રૂપિયા દઈને હું એરીંગ લઈ આવ્યો છું."

સાથોસાથ દ્વાર ઉઘડયું. ફઈબાએ ઓરડામાં પ્રવેશ કરી પોતાના ગાલપર હાથ મૂકી કહ્યું: "છી છી, આ બધું શું વહુમા?"

નાનીવહુએ માથું નીચું કરી ધીરે ધીરે કહ્યું: "સાચું છે કે ખોટું, એ પૂછી જુઓને."

ક્રોધથી ધરતી પર પગ પછાડીને અમુલ્ય બોલ્યો: "એકસો એક વાર સાચું. હું જુગાર રમીશ, દારૂ પીશ. ગાંજો ફુંકીશ, રાંડ રાખીશ, બધું ઉડાડીને બાળી દઈશ, જોઉં છું મને કોણ કહેવા આવે છે! હું કંઈ કોઈના બાપના પૈસા લેવા નથી ગયો."

ક્રોધથી કંપતો કંપતો અમુલ્ય ઘર બહાર નીકળીને ફળીમાં બેઠો. ફઈબાએ નાનીવહુ સામે જોઈને કહ્યું: "સાચું હોય કે ખોટું હોય, જુવાન માણસોનો હાથ ઉડાવ હોય છે. પણ મારો અમુલ્ય ખરાબ ખ્યાલનો નથી. અને કદાચ કંઈક થઈ ગયું હોય, તો એ તારે ગળી જવું જોઈએ. એવી વાતોના ઝઘડા શોભે કે?"

નાનીવહુએ કશો ઉત્તર ન આપ્યો.

ફઈબા અમુલ્ય તરફ ફરીને બોલ્યાં: "જા ભાઈ, ઘરમાં જા."

અમુલ્યે માથું ધૂણાવી જોરદાર સ્વરે કહ્યું: "હું હવે ઘરમાં નહિ જાઉં, હું ઘર બહાર રહીશ, દેશત્યાગ કરીશ."

ફઈબા હસ્યાં, બોલ્યાં: "પાગલ છોકરો! અરે ગાંડા, ઘરમાં પડ્યાં પડ્યાં હાંડલા પણ ખખડે છે. જા ઘરમાં જા, બહાર ન રહીશ, ઠંડી લાગશે."

ફઈબાએ પોતાના ઓરડામાં જઈને બારણું બંધ કર્યું. અમુલ્ય ચરણુ બેઠો બેઠો પોતાના મનથી બોલવા લાગ્યો: "ભલે ઠંડી લાગે, ભલે માંદો પડું, મારે હવે મરવું છે. હું આ જ અહિં જ પડ્યો રહીશ."

નાનીવહુ ઓરડામાંથી ફળીમાં આવી. સ્વામીનો હાથ પકડીને ધીરે સાદે બોલી:" અંદર ચાલો."

જોરથી હાથ છોડાવી લઈને અમુલ્ય અભિમાન ભર્યા સ્વરે બોલ્યો: "કદી નહિ આવું."

નાનીવહુએ કહ્યું: "હું તો અણસમજું છું. મારી વાત પર ક્રોધ હોય?"

મોઢું વિકૃત કરીને અમુલ્ય બોલ્યો: "ક્રોધ હોય! તું તારી ઈચ્છામાં આવે એવું મને કહે, અને હું ક્રોધ ન કરું?"

નાનીવહુ મૌન થઈને ઉભી રહી. અમુલ્ય બોલ્યોઃ — "જો, હું કંઈ ગોકુળભાઈ નથી, કે સ્ત્રીને માથા પર ચડાવું. તું મારી ઉપરવટ થઈને વાત કરીશ, એ નહિ ચાલે."

"મારી ભૂલ થઈ, હવે હું કદી નહિ કહું."

"મારા પગનો સ્પર્શ કરીને સોગંદ ખા..."

નાનીવહુએ સ્વામીના પગ પર હાથ મૂકીને કહ્યું: — "હું તમારા ચરણ સ્પર્શ કરીને કહું છું, તમારી જે ઈચ્છા..."

નાનીવહુ વધુ ન બોલી શકી, આંસુના વેગથી એનો કંઠ રૂંધાઈ ગયો. અમુલ્ય ઉભો થયો અને ધમધમ કરતો ઓરડામાં જઈ પોતાની શય્યામાં સૂઈ ગયો.

## ૨૩

બે ત્રણ માસ સુધી ગોકુળના કશા સમાચાર ન મળતાં યોગેનબાબુએ જ્યારે લખીને સમાચાર મેળવવાનો વિચાર કર્યો, ત્યારે એકાએક એક દિવસે ગોકુળ પોતે એમના ઘેર ઉપસ્થિત થયો. ત્યારે યોગનબાબુ ઘેર નહોતા. નોકરોએ ગોકુળનો પોષાક જોઈને ગોકુળને કોઈ સહાય માગવા આવનાર માન્યો. નોકરોએ સ્પષ્ટ રીતે સમજાવ્યું કે, બાબુ ઘેર નથી, અને હોય તો પણ અહિંથી કોઈ પ્રકારની મદદ મળી શકશે નહિ.

ગોકુળે કહ્યું: " અરે ભાઈ, હું ભિખારી નથી, તમારા બાબુનો મિત્ર છું. મારે એમને એકવાર મળવું છે. મને બેસવા માટે જગ્યા બતાવો."

નોકરો પોતાના શેઠના મિત્ર તરીકે ગોકુળને કોઇ પણ રીતે માની શકયા નહિ, એટલે તેમણે બેસવાનું સ્થાન આપવું પણ ઉચિત ન માન્યું. ગોકુળ ભારે મુંઝવણમાં પડી ગયો. શું આવા સ્થળે પણ માણસો આવતા હશે, જ્યાં નોકરો પણ બેસવાનું સ્થાન આપી શકતા નથી? આવા વિચિત્ર સ્થાનમાં આવા ઈતર માણસો સાથે શું યોગેન રહે છે! ભારે વિરક્તિ સહિત પ્રસ્થાનનો ઉપક્રમ કરતાં ગોકુળ બોલ્યો: " સારું ભાઈ, અત્યારે હું જઉં છું. તમારા બાબુ આવે ત્યારે કહેજો, હું આવ્યો હતો. મારું નામ ગોકુળ ચક્રવર્તી."

ગોકુળ જવા તૈયાર થયો, પરંતુ એનાથી જવાયું નહિ, એકાએક સામે અનિલાને જોઈ સ્તંભિત ભાવે ઊભા રહેવું પડયું. અનિલા ફરી આવીને ઘરમાં જઈ રહી હતી, એ સમયે નોકરો સાથે એક અપરિચિત

આગંતુકને વાતોકરતો જોઈને તે ઊભી રહી. ત્યાર પછી આગંતુકના મોઢેથી એનું નામ સાંભળીને તે સમજી ગઈ, કે એ કોણ છે. તેણે સ્વામીના મોઢેથી ગોકુળનું નામ ઘણીવાર સાંભળ્યું હતું અને એની સાથે સ્વામીને કેવો સંબંધ છે એ પણ જાણ્યું હતું. એટલે તે આશ્ચર્ય ભર્યા ભાવે આગળ આવીને સહાસ્ય વદને નમસ્કાર કરતાં બોલી : " કશું મનમાં ન લાવશો, આ લોકો આપને ઓળખતા નથી. "

ત્યાર પછી નોકરો સામે જોઈ, મહેમાનને બેઠકમાં બેસાડવાનો આદેશ આપી અનિલા ઘરમાં ચાલી ગઈ. ગોકુળ વિસ્મય સ્તબ્ધ નજરે એના પાદુકા મંડિત ચરણોની ચંચળગતિ તરફ જોતો ઊભો રહ્યો. એની આજ્ઞા કરવાની રીત અને નોકરોનો ભયભીત ભાવ જોઈને ગોકુળ સમજી શક્યો કે, આ પોતે જ ગૃહિણી છે.

નોકરો સમ્માન સહિત ગોકુળને બેઠકમાં લઈ ગયા. બેઠકની સજાવટ જોઈને ગોકુળ પોતાની અને યોગનની વચ્ચેનો તફાવત બરાબર સમજી શક્યો.

થોડીવાર પછી અનિલા વેશપરિવર્તન કરીને બેઠકમાં આવી, અને ગોકુળની સામે ઊભી રહી સહાસ્ય વદને બોલી: " માફ કરજો, આપને ખૂબ રાહ જોવી પડી. "

આવી સ્વાધિન શિક્ષિત મહિલા સાથે વાતચિત કરવાનો અભ્યાસ ગોકુળને નહોતો. તેણે મસ્તક નમાવી વિનય પૂર્વક કહ્યું: "ના ના, બહુ રાહ નથી જોવી પડી. પણ આપ ન આવ્યાં હોત તો મારે રસ્તા વચ્ચે ઊભું રહેવું પડત. આપના નોકર-ચાકર ખૂબ નિમકહલાલ દેખાય છે. "

અનિલાએ કહ્યું: " એ લોકોનો દોષ નથી, એ લોકો આપને ઓળખતા નથી..."

ગોકુળે કહ્યું: " એટલે મને લાગ્યું, આપનો પરિચય કરતાં પહેલાં એ લોકોનો પરિચય કરી લેવો જરૂરી છે. "

ગોકુળ હસ્યો. અનિલા પણ શરમીંદુ હાસ્ય હસી.–ગોકુળે પુછ્યુંઃ "યોગેન ક્યારે આવશે?"

દિવાલ પર ટીંગાતી ઘડિયાલ સામે જોઈને અનિલા બોલીઃ એકાદ કલાકમાં આવી જશે."

જરા ચિંતા ભર્યા સ્વરે ગોકુળ બોલ્યોઃ "ઓહો, એક કલાક, ત્યારે તો લગભગ સંધ્યા થઈ જશે. મારે હજી–ખિદિરપુર જવાનું છે."

એના શુષ્ક વદન સામે લક્ષ્ય કરીને અનિલાએ કહ્યુંઃ "મને લાગે છે કે આપ હજી સુધી જમ્યા નથી."

ગોકુળે કહ્યુંઃ "જી ના, ટ્રેનમાંથી ઉતરીને સીધો અહિં જ આવું છું."

અનિલા કશું ન બોલતાં બહાર ચાલી ગઈ, અને થોડીવાર પછી નોકરના હાથમાં ખાદ્ય સામગ્રીની એક થાળી લેવરાવીને અંદર આવી. ખાદ્ય સામગ્રીની થાળી જોતાં જ, અનિલા કંઈ પણ કહે એ પહેલા ગોકુળ બોલી ઉઠયોઃ "આ બધું શા માટે? ના ના, એ બધું રહેવા દો."

આછા હાસ્ય સહિત અનિલા બોલીઃ "એવું તે કંઈ હોય, પાંચ વાગ્યા છે, અને હજી સુધી આપ જમ્યા પણ નથી."

ગોકુળે કહ્યુંઃ "રહેવા દો, મને અભ્યાસ છે. ના ના, આપ એ બધું પાછું મોકલાવી દો."

જરા કુંઠિત ભાવે અનિલાએ પ્રશ્ન કર્યોઃ "જમાવામાં શું કંઈ દોષ છે?"

વ્યગ્ર સ્વરે ગોકુળ બોલ્યોઃ "દોષ? મને ક્ષમા કરજો, મારા માટે એવું જ છે. હું હિન્દુ છું...આપ બ્રાહ્મ છો. એટલો બાદ તો છે જ. ના ના, હું અહિં કશું નહિ ખાઈ શકું."

અનિલાનું વદન લજ્જા અને અપમાનથી લાલ થઈ ગયું. તેણે ચાકરને ઈશારો કર્યો. ચાકર થાળી પાછી લઈને ચાલ્યો ગયો. અનિલા મોઢું નીચું રાખીને વિચારમાં પડી.

ગોકુળે સહજ સ્વરે કહ્યું: "બહેન, એ માટે આપ જરાપણ દુઃખ ન લાવશો. જે સમાજમાં હું રહું છું એ સમાજની મર્યાદા સાચવવી એ મારો ધર્મ છે."

અનિલા કંઈ કહેવા જાય એ પહેલાં જ નોકરે આવીને જણાવ્યું, સાહેબ આવી ગયા છે. અનિલા ધીરે ધીરે બેઠકમાંથી બહાર ચાલી ગઈ.

ગોકુળભાઈ આ ઘેર આવશે, એવી યોગેન્દ્રનાથે કદી પણ કલ્પના નહોતી કરી. પરંતુ એકાએક એના આગમનના ખબર સાંભળીને તેઓ માત્ર વિસ્મિત ન થયા, ગોકુળભાઈના આવા અસ્વાભાવિક પરિવર્તનથી ભય પણ પામ્યા. જે સંસ્કાર ખાતર ગોકુળે એનો સંબંધ છોડયો હતો, એ સંસ્કારને હૃદયમાં-સાચવીને ગોકુળ નીચો નમીને કેમ આવ્યો હશે. એ વિચાર યોગેનબાબુ માટે એક કોયડા જેવો થઈ પડયો.

વિચારમાં ને વિચારમાં યોગેન્દ્રનાથ બેઠકમાં દાખલ થયા. એમને જોતાં જ ગોકુળ એક હર્ષ સૂચક શબ્દ સાથે ખુરશી પરથી ઉભો થઈ ગયો. પરંતુ તરત પોતાના આવેશનું દમન કરીને પાછો ખુરશી પર બેસી ગયો. યોગેન્દ્રનાથ ધીર ગંભીર ભાવે એક ખુરશી ખેંચીને બેઠા. ટેબલ ઉપર એક અંગ્રેજી છાપું હતું, ગોકુળ એ છાપું લઈને આમતેમ પાના ફેરવવા લાગ્યો. ઘણા સમય પછી બંને મિત્રોનું મિલન થયું હતું. છતાં કોઈના મોઢે કશી વાત નહોતી, જાણે એક બીજા અપરિચિત હોય, એ રીતે બેસીને માત્ર સ્મૃતિના ડંખ સહવા લાગ્યા.

કેટલીક ક્ષણો નીરવતામાં ગયા પછી યોગેન્દ્રનાથે વાતની શરુઆત કરી. ધીરે ધીરે તેમણે પ્રશ્ન કર્યો: "શરીર કેમ રહે છે ગોકુળ ?"

છાપા ઉપર દૃષ્ટિ રાખીને ગોકુળે ઉત્તર આપ્યો: "ખરાબ નથી."

"પરંતુ મેં તારી સ્થિતિ ખરાબ હોવાનું સાંભળ્યું હતું."

"સ્થિતિની વાત જવા દે ભાઈ, મનુષ્યની સ્થિતિ શું હંમેશાં સરખી રહે છે?"

ગોકુળે ત્રાંસી નજરે યોગેન્દ્ર સામે જોયું.

યોગેને કહ્યું: "સરખી તો ન જ રહે, કારણ માણસ અનેક વખત બુદ્ધિના દોષથી ખરાબ સ્થિતિને ઊભી કરે છે."

હસતા હસતા ગોકુળ બોલ્યો: "મતિ ભ્રમ તો મુનિઓને પણ થાય છે."

ઘડીભર મૌન રહીને યોગેન્દ્રનાથે પ્રશ્ન કર્યો: "હં, પણ એકાએક હું ક્યાંથી યાદ આવ્યો? એમાં મતિભ્રમનો યોગ નથી ને?"

"ના, ભ્રમ સંશોધન માટે આવ્યો છું. તારા રૂપિયાનો યોગ્ય બંદોબસ્ત કરવા..."

"કેવી રીતે બંદોબસ્ત કરવા ઇચ્છે છે?"

"એ માટે જ તારી સલાહ લેવા આવ્યો છું."

"મારી સલાહ?"

"હા. પરંતુ એ પહેલાં મારી વર્તમાન સ્થિતિ તારે સમજી લેવી આવશ્યક છે."

"ન સમજું તો શું નહિ ચાલે?"

"ના" કહીને ગોકુળે પોતાની પરિસ્થિતિ ધીરે ધીરે કહી.

આખી ઘટના સાંભળીને યોગેન્દ્રનાથ ધરતી સામે જોઈને બેસી રહ્યા. ગોકુળે કહ્યું: "તારું ઋણ હું કેવી રીતે ચૂકવી શકું, એ બાબતની તું મને સલાહ આપ."

યોગેન્દ્રનાથે મોઢું ઊંચું કરીને જરા રૂક્ષ સ્વરે કહ્યું: "મારું ઋણ ચુકવવું, એ શું તારા જીવનનું સહુથી જરૂરી કાર્ય બની ગયું છે?"

"ઋણ મુક્તિ મેળવવા કરતાં બીજું કયું જરૂરી કાર્ય જગતમાં હશે, એ હું જાણતો નથી."

કઠોર સ્વરે યોગેન્દ્રનાથે કહ્યું: "પરંતુ તું અત્યારે સાવ રસ્તે બેઠો છે, એ તારે વિચારવું જોઈએ."

સ્થિર ગંભીર સ્વરે ગોકુળ બોલ્યો : "રસ્તે બેઠો છું, એ સાચું. છતાં મેં તારા સિવાય કોઈ પાસેથી એક પાઈ સરખી ઉધાર નથી લીધી, યોગેન!"

યોગેન્દ્રનાથે પ્રશ્ન કર્યો: "મારી ભાભી ક્યાં છે?"

"એને પિયર."

"ત્યાં ક્યાં સુધી રહેશે?"

"જ્યાં સુધી એની મરજી."

"શું એ એની મરજીથી પિયર ગએલ છે?"

"કંઈક મરજી ને કંઈક ન છૂટકે."

"કંઈક ન છૂટકે નહિ ગોકુળ, સંપુર્ણ ન છૂટકે ગયેલ છે."

ગોકુળ નીરવ ભાવે વર્તમાન પત્રના પાના ઉથલાવવા લાગ્યો.

યોગેન્દ્રનાથે જરા રૂક્ષસ્વરે કહ્યું: "એના પ્રત્યે શું તારું કોઈ કર્તવ્ય નથી?"

ગોકુળે યોગેન્દ્રનાથ સામે જોઈ સ્થિર-પ્રશાન્ત સ્વરે કહ્યું: "જગતમાં કર્તવ્યનો અંત નથી યોગેન. પરંતુ — માણસની શક્તિ એટલી ક્ષુદ્ર છે, કે બધાં કર્તવ્યોનું પાલન કરવાનો સુયોગ એને મળી શકતો નથી."

"એથી પોતાની નબળાઈ આગળ ધરીને તારી માફક કોઈ પણ માણસ વિવાહિતા પત્નીને અધવચ્ચે ન રાખે."

જરા હસીને ગોકુળ બોલ્યો: "તું રોષ ન કર યોગેન, હું ખરેખર નિર્બળ છું."

ક્રોધથી દબાયેલા સ્વરે યોગેન્દ્રનાથે કહ્યું: "તું એટલો નિર્બળ છે કે, એક મિત્ર ઉપર જવાબદારી મૂકવાનું બળ પણ ગૂમાવી બેઠો છે."

ગોકુળ મૌન ભાવે બેસી રહ્યો. યોગેન્દ્રનાથે કહ્યું: "ભય ન રાખીશ ગોકુળ, મારા થોડા ઘણા પૈસા ખાતર તારે કદી પણ જેલમાં નહિ જવું પડે."

ગોકુળ ઉભો થયો, શાંત સ્વરે બોલ્યો: "અત્યારે તું રોષમાં છે યોગેન, હું વળી કોઈ વાર આવીશ."

યોગેન્દ્રનાથે પ્રશ્ન કર્યો: "અત્યારે ક્યાં જઈશ?"

"ખિદિરપુર."

"ત્યાં કોણ છે?"

"મારા ગામના જગન્નાથ પાલની દુકાન છે. આ જ ત્યાં જઈને જમવાની વ્યવસ્થા કરીશ."

"ત્યાર પછી?"

"ત્યાર પછી કંઈક કામ મેળવવાનો પ્રયત્ન કરી લઈશ."

"સારું." કહીને યોગેન્દ્રનાથે મોઢું ફેરવી લીધું,

ગોકુળ જવા તૈયાર થયો. દરવાજા પાસેથી એકાએક પાછો ફરીને તે ઉભો રહ્યો; ધીર ગંભીર સ્વરે બોલ્યો: "એક વાત કહે તો જાઉં યોગેન, તું મને જેટલો અકૃતજ્ઞ ધારે છે, વાસ્તવિક હું એટલો અકૃતજ્ઞ નથી. જગતમાં જો હું કોઈ પર જવાબદારી મૂકી શકું, તો તે તું છે. શા માટે નહિ, તારા સિવાય મારે એવું કોઈ નથી કે જેને હું મારો માનતો હોઉં."

ગોકુળનો સ્વર આર્દ્ર થવા લાગ્યો. તે એકદમ મોઢું ફેરવીને ઉતાવળે પગલે ચાલ્યો ગયો. યોગેન્દ્રનાથ ફાટી આંખે દ્વાર સામે જોતા બેસી રહ્યા.

## ૨૪

ગોકુળના ગયા પછી યોગેન્દ્રનાથ સંજ્ઞાહીનભાવે ઘણા સમય સુધી ત્યાં બેસી રહ્યા. એ દરમ્યાન નોકર વિદ્યુત પ્રદીપ કરી ગયો હતો, અનિલા આવીને બાજુમાં ઉભી રહી હતી, પરંતુ કોઈ દિશા સામે એમનું ધ્યાન નહોતું. તેઓ વર્તમાન વિશ્વને ભૂલીને ભૂતકાળની સ્વપ્ન સૃષ્ટિમાં વિચરી રહ્યા હતા. અનિલાના સ્વરથી તેઓ એકાએક જાણે જાગૃત બન્યા. અનિલાએ પુછયું: "તમારા મિત્ર ચાલ્યા ગયા?"

યોગેન્દ્રનાથે ચમકીને માથું ઉંચું કર્યું. અનિલાએ જરા તીવ્રસ્વરે પ્રશ્ન કર્યો: "તમારે આવા કેટલાક મિત્રો છે?"

એક હળવા નિશ્વાસનો ત્યાગ કરીને યોગેન્દ્રનાથે કહ્યું: "અનિલા, મારું દુર્ભાગ્ય છે કે, આવો અન્ય કોઈ મિત્ર નથી."

જરા શ્લેષભર્યું હાસ્ય હસીને અનિલા બોલી: "તમારે એવો અન્ય કોઈ મિત્ર નથી, એને હું સૌભાગ્ય માનું છું."

રૂક્ષ સ્વરે યોગેન્દ્રનાથ બોલ્યા: "તારી માન્યતા સાથે મને કોઈ લેવા દેવા નથી."

અનિલાની દૃષ્ટિમાં તીવ્રતા છલકી. યોગેન્દ્રનાથ બોલ્યા: "ગોકુળભાઈ શા માટે આવ્યા હતા એ તું જાણે છે?"

"એ જાણવાની મને કોઈ જરૂર જણાતી નથી."

"જાણવાની જરૂર છે. બે ત્રણ મહિના પહેલાં છસો રૂપિયા આપીને મેં એમને ઋણ મુક્ત કર્યા હતા."

અનિલા બોલી: "મિત્રને શોભે એવું કાર્ય કર્યું ગણાય."

યોગેન્દ્રનાથે કહ્યું: "પરંતુ ગોકુળભાઈએ એનો મિત્રતાના દાન તરીકે સ્વીકાર નથી કર્યો, ઋણ રૂપે જ ગ્રહણ કરેલ છે."

"શું એ ઋણ ચૂકવવા આજ આવ્યા હતા?"

"આજ એનામાં ઋણ ચૂકવવાની શક્તિ નથી; પણ ક્યા ઉપાયથી ચૂકવી શકાય, એની સલાહ લેવા આવ્યા હતા."

"તમારી સલાહ?"

"ગૌરવભર્યા સ્વરે યોગેન્દ્રનાથે કહ્યું: "મારા સિવાય એને કોઈ અન્ય મિત્ર છે, એવું એ સ્વીકારતા પણ નથી."

હળવા શ્લેષથી અનિલા બોલી: "એટલે જ મિત્રની કૃતજ્ઞતાનું દાન નહિ સ્વીકારી શકતા હોય!"

આ શ્લેષ યોગેન્દ્રનાથથી સમજાયો. સમજીને તેમણે રૂક્ષ સ્વરે કહ્યું: "આપણી સાધારણ ધારણાથી પર હોય એવા પણ માણસો છે કે જે કેવળ દાન કરી જાણે છે, એનો બદલો લેવામાં અધર્મ સમજે છે."

અનિલા જરા જોર દઈને બોલી: "શું તમારા આ સંકીર્ણ મનવાળા હિન્દુ મિત્રના હૈયામાં ઉદારતા ભરી છે, એ વાત મને સમજાવવા ચાહો છો?"

વિરક્તિભર્યા સ્વરે યોગેન્દ્રનાથે કહ્યું: "હું સમજાવવા ઇચ્છીશ, તો પણ તું નહિ સમજી શકે. કારણ કે તારો એવો અંધવિશ્વાસ છે, જગતની સમગ્ર ઉદારતાનો ઈજારો કેવળ તમારા બ્રાહ્મ ધર્મમાં જ છે!"

ક્રોધથી અનિલા બોલી: "તમે મારી નિંદા કરી શકો છો, પરંતુ બ્રાહ્મ ધર્મની નિંદા કરી શકો નહિ. કારણ, સ્વેચ્છાથી નહિ તો, અનિચ્છાથી પણ તમે અત્યારે એ ધર્મના કુંડાળામાં રહેવા બંધાયેલા છો."

ઉત્તેજીત સ્વરે યોગેન્દ્રનાથે કહ્યું: "એને હું મારું દુર્ભાગ્ય સમજું છું અનિલા."

શ્લેષપુર્ણ સ્વરે અનિલા બોલી: "એ દુર્ભાગ્યનો તમે સ્વીકાર ન કર્યો હોત તો આજ મને લાગે છે કે તમારા મિત્રને જેલમાંથી છોડાવવાનું સૌભાગ્ય તમે મેળવી શકયા નહોત."

યોગેન્દ્રનાથે કઠોર દૃષ્ટિએ પત્નીના વદન સામે જોયું. અનિલા એવાને એવા તીવ્ર સ્વરે બોલી: "એટલા ખાતર તમારે બાહ્ય ધર્મ સમક્ષ કૃતજ્ઞતા દાખવવી એ ઉચિત છે."

હતાશ ભાવે એક દીર્ઘ નિશ્વાસનો ત્યાગ કરીને યોગેન્દ્રનાથે કહ્યું: "એ માટે ધર્મ સમક્ષ નહિ, પણ તારી સમક્ષ કૃતજ્ઞતા પ્રગટ કરવી એ વધુ યોગ્ય છે."

નયનો વક્ર કરીને અનિલાએ પ્રશ્ન કર્યો: "શું મારા ખાતર તમે આટલા ત્યાગનો સ્વીકાર કર્યો હતો ?"

યોગેન્દ્રનાથે મસ્તક પર બંને હાથ મૂકીને કહ્યું: "આટલા દિવસો પછી એ વાત તને હું સમજાવવા નથી ચાહતો."

અનિલાએ કહ્યું: "એ એક મોટું અસત્ય નહોત તો તમે જરૂર સમજાવવાનો પ્રયત્ન કરત."

યોગેન્દ્રનાથે પત્ની સામે તીવ્ર નજરે જોઈને ઉત્તેજીત ભાવે કહ્યું: "હા અનિલા, એના કરતાં મોટું અસત્ય, એના કરતાં મહાન ભૂલ મારા જીવનમાં અન્ય કોઈ નથી થઈ."

એક જ પળમાં અનિલાનું વદન ધોળી પુણી જેવું થઈ ગયું. સામાન્ય વાતમાંથી યોગેન્દ્રના મોઢે આવું એક કઠોર સત્ય પ્રગટ થઈ જશે, એવી તેણે આશા નહોતી રાખી. પરંતુ આજે પોતાની જ મુર્ખાઈના પરિણામે યોગેન્દ્રનાથે કઠોર સત્ય કહી નાખ્યું, એ સાંભળીને એના અંતરમાં તીવ્ર તીરસ્કારની એવી વેદના સજાગ બની, કે ઇચ્છા ન હોવા છતાં પણ એનું મસ્તક નમ્યા વગર રહ્યું નહિ. એટલે એના સામે એક શરમજનક પ્રસંગ ઉભો થયો, યોગેન્દ્રનાથ તીક્ષ્ણ–કઠોર

નજરે અનિલાના અપમાનથી વ્યથિત બનેલા–ભાવને અવલોકી રહ્યા. અનિલાના અંતરની સમસ્ત લજ્જા, સઘળો ક્ષોભ જાણે મુદ્રિત પુસ્તકના ખુલ્લા પૃષ્ટ માફક યોગેન્દ્રની નજર સામે પ્રકાશિત થયો. અનિલા મોઢું ફેરવી શકી નહિ; તે જોરપુર્વક અસ્વાભાવિક કઠોરતાનો ભાવ વદન પર લાવીને સ્વામીની ગર્વોજ્વલ દૃષ્ટિ સામે માથું ઉંચું કરીને ઉભી રહી.

બરાબર એ સમયે ગોકુળ વ્યસ્તભાવે, "યોગેન યોગેન." કહેતો કહેતો ઘરમાં દાખલ થયો. યોગેન્દ્રનાથ અને અનિલા બંનેએ ચમકીને એના સામે જોયું.

## ૨૫

**વર્ષાથી** પુષ્ટ બનીને નદી જ્યારે પૂર્ણવેગે વહે છે, ત્યારે તે પોતાની પરિપૂર્ણતાના ઉલ્લાસમાં એટલી અધીર બની જાય છે કે, તે પોતાની જાતને સ્થિર રાખી શકતી નથી; પોતાના પ્રબળ વેગનો અવરોધ ન કરી શકવાના કારણે બંને કિનારાઓ પણ વેગથી ભરી દે છે. અંતે એ વેગનો જ્યારે હ્રાસ થાય છે, ત્યારે તે પોતાનો કાદવભર્યો કિનારો અને વિદીર્ણ દેહ નિહાળીને પોતે જ શંકિત બને છે, શરમથી સાંકડા પ્રવાહમાં સમાઈ જવા માટે જાણે ઉતાવળી બને છે.

ભાઈના ઘેર આવ્યા પછી પાર્વતીની સ્થિતિ પણ લગભગ આવી હતી. અભિમાનથી જ્ઞાનશૂન્ય બનીને તેણે બધાને હડસેલી સંસારમાં કેવળ પોતાનું જ મસ્તક ઉંચુ કરવાનો પ્રયત્ન કર્યો હતો, પરંતુ એ પ્રયત્નનું પરિણામ કેટલું શોચનીય આવ્યું છે! આજ તે કેટલી નીચી ચાલી ગઈ છે! અમુલ્ય ચરણની વાત જો સાચી હોય, તો પણ એ પોતાના જ શોચનીય પરાજયની બિભિત્સ કહાણી સિવાય બીજું કંઈ નથી. તે પોતાના સૌન્દર્યને વિશ્વવિજયી માનતી, અને ગોકુળ જેવો સ્વામી એ સૌન્દર્ય સમક્ષ ઊભો રહેવાને પણ યોગ્ય નથી એમ સમજતી, પોતાના એ અસામાન્ય રૂપ ગર્વનો કેવો નિદારૂણ પરાભવ! ગોકુળ જેવો માનવી આવા રૂપની સંપૂર્ણ ઉપેક્ષા કરે એ શું પોતાના રૂપગર્વની ઓછી શરમજનક વ્યર્થતા છે? સ્વામીએ પત્નીના બધા ગર્વનું, બધા અભિમાનનું ચુર્ણ કરીને એક અન્ય નારીની ઉપાસનામાં જીવન પરોવ્યું અને પોતે ઉપેક્ષિત–વ્યર્થ–રૂપ સાથે પરાજયની ઘોર કાલિમા વદન પર લગાવીને ચાલી આવી. આજ પોતે કેટલી નીચે પડી ગઈ છે!

પાર્વતીએ જોયું, પોતે અહિં ચાલી આવી એ એક મોટી ભૂલ થઈ છે, પોતે જ પોતાની જાત માટે શરમનું કારણ બની ગઈ છે. પોતે જો ત્યાં રહીને આ પરાજયના ક્ષોભને શાંતભાવે મસ્તક પર ઝીલી લીધો હોત, તો કદાચ અપમાનના આવા તીવ્ર ફટકા એને સહવા ન પડત. પાર્વતીના મનમાં મોટો ભય એ હતો કે, અહીં કોઈ જો આ અસ્વાભાવિક પરાજયની વાત સાંભળશે, તો આપઘાત સિવાય પોતા માટે અન્ય કોઈ રસ્તો નહિ રહે. પાર્વતી ભય અને સંકોચ વચ્ચે દિવસો વિતાવવા લાગી.

સોનાની માએ આવીને પુછ્યુંઃ "હેં દીકરી, હજી હમણા જ ગઈ હતી ને એટલીવારમાં તને પાછી મોકલી?"

પાર્વતીએ કહ્યુંઃ "મોકલે કોણ? મારી ઇચ્છા થઈ ને હું ચાલી આવી."

સોનાની માએ કહ્યુંઃ "તું ચાલીતો આવી પણ જમાઈએ તને કેમ આવવા દીધી?"

શુષ્ક હાસ્ય કરીને પાર્વતી બોલી: "આવવા ન દે તો શું પકડીને બાંધી રાખે?"

સોનાની માએ સહાસ્ય વદને કહ્યુંઃ "હા, હા, બાંધી રાખે. આવી જુલાની, વળી ફાગણ માસનો વસંત વાયુ, અને જમાઈએ તને જવા દીધી? કોણ જાણે એની અક્કલ કેવી હશે!"

"માજી, એમની અક્કલ તો ઘણી સારી છે, એથી શું હું તમને બધાને મળવા ન આવી શકું?"

સોનાની માએ કહ્યું: "શું કામ ન આવે મા, જન્મોજન્મ આવ બેટી; પણ એ છોડે ત્યારે આવી શકે ને."

પાર્વતીએ કહ્યું: "મેં ન કહ્યું, હું મારી ઇચ્છાથી આવી છું."

મોઢું મરડીને સોનાની મા બોલી: "કોને ખબર ભાઈ, તમારાં આજકાલનાં હેત કેવાં છે. અમે જુવાન હતાં...હાય, આંખથી અળગાં ન થવા દે."

**ખૂબ** સાવચેત રહેવા છતાં પણ પાર્વતી એક માણસ સમક્ષ ખુલ્લી પડી ગઈ હતી, જતીને પોતાની તીક્ષ્ણ બુદ્ધિના પ્રભાવે પાર્વતીના મનની નબળી કડી પકડી પાડી હતી. છતાં જતીને કોઈ દિવસ પોતાનું બુદ્ધિ ગૌરવ પ્રગટ કર્યું નહોતું; બલ્કે પોતે કશું સમજતો નથી, એ રીતે વર્તતો હતો. જતીન વારંવાર બેસવા આવતો, પાર્વતી સાથે વાતો કરતો, પરંતુ ભૂલેચુકે તે ગોકુળનો પ્રસંગ છેડતો નહોતો.

જતીનના લગ્ન થઈ ગયાં હતાં, પણ સ્ત્રી સાથે એને કોઈ પ્રકારનો સંપર્ક નહોતો. લગ્ન થયા પછી બંને વેવાઈ વચ્ચે લેણદેણની બાબતમાં વિવાદ થયો અને પરિણામે પિતાની આજ્ઞા મસ્તકે ચડાવીને જતીને સ્ત્રીનો ત્યાગ કર્યો. સ્ત્રીએ કકળતા હૃદયે પિયરમાં આશ્રય લીધો. મૂળથી સ્વેચ્છાચારી રહેલા જતીનને આથી આમોદ પ્રમોદમાં દિવસો ગૂજારવાની તક મળી. સ્ત્રીનો ત્યાગ કરવા માટે કોઈ એને કહેતું, તો એ ગર્વથી ઉત્તર આપતો : " પરશુરામે પિતાની આજ્ઞા મસ્તકે ચડાવીને માતાનું મસ્તક ધડથી જૂદું કર્યું હતું, અને હું સ્ત્રીનો ત્યાગ કરું, એ કઈ મોટી વાત છે! આપણે બધા આર્ય સંતાનો છીએ, આપણી સામે પિતા એટલે સ્વર્ગ! પિતા એટલે ધર્મ ! "

જતીનનું ધર્મજ્ઞાન નિહાળીને લોકો સ્તંભિત થઈ જતા. કરેલાં કર્મોની ચોખવટ કરવા માટે જતીનના પિતા પરલોક ચાલ્યા ગયા હતા. જતીને પિતાના પિંડદાન સાથે નોકરીના પિંડદાનનું કાર્ય પણ

પુરું કરી નાખ્યું હતું. પિતા જે કંઈ સંપત્તિ મૂકી ગયા હતા, એ આમોદ પ્રમોદ માટે ઓછી નહોતી. એથી જતીનના દિવસો અયેશ-આરામમાં ચાલ્યા જતા.

એક દિવસે પાર્વતીએ જતીનને પ્રશ્ન કર્યો: "હેં જતીનભાઈ, તમે લગ્ન તો કર્યાં, પણ સ્ત્રીને તેડાવીને ઘર શા માટે નથી વસાવતા?"

જતીને ધીરે ધીરે કહ્યું: "લગ્ન એ તો એક સંસ્કાર છે, સંસ્કાર અર્થે જ લગ્નની આવશ્યકતા હોય; સ્ત્રીને સાથે રાખીને ઘર વસાવવું અને લગ્ન કરવાં એ બંને જૂદી વસ્તુ છે."

"પરંતુ સંસાર સાથે તો સ્ત્રીનો સંબંધ રહેલો જ છે."

ઉદાસ સ્વરે જતીન બોલ્યો: "સંસાર! જ્યાં પ્રેમ જેવી। વસ્તુ નથી, ત્યાં સંસાર શેનો પારૂ?"

"પ્રેમ એ કંઈ આકાશનું ફૂલ નથી, પરિચય અને ચાહનામાંથી જ પ્રેમ જન્મે છે."

"એમ ન બને પારૂ, મન ઉપર જોર કદી ન કરી શકાય. તારા હાથમાં રહેલી ચોપડી સામે નજર કર, એ ચોપડીના કોરા કાગળ ઉપર એકવાર જે છાપ પડી છે, તે કદી ભુંસાવાની નહિ. અને એ કાગળ ઉપર ફરીવાર છાપ પાડવાનો કોઈ પ્રયત્ન કરે તો બંને છાપમાં ગોટાળો થવાનો......બિચારો કાગળ પણ કદરૂપો બની જાય!"

વિસ્મત ભાવે પાર્વતીએ પ્રશ્ન કર્યો: "તમારા મન ઉપર લગ્ન પહેલાં શું કોઈની છાપ પડી ચૂકી છે?"

કરુણ નજરે પાર્વતીના વદન સામે જોઈને જતીને વ્યથિત-સ્વરે કહ્યું: "તું મારી પરીક્ષા તો નથી કરતી ને પારૂ?"

હળવી ધ્રૂજારી અનુભવીને પાર્વતીએ નીચી નજર કરી. થોડીવાર મૌન રહીને તે ધીરે ધીરે બોલી : "એ બધી બાળપણની વાતો ભૂલી જાઓ જતીનભાઈ."

વિષાદનું ઝાંખુ હાસ્ય વેરીને જતીન બોલ્યો : "પારૂ, મારી ને તારી દૃષ્ટિ જૂદી છે. જગતમાં પ્રેમ સિવાય કોઈ ચીજ મને મહાન નથી દેખાતી."

"પરંતુ જેની સાથે તમે લગ્ન કર્યાં છે, એના પ્રત્યે તમારું કર્તવ્ય તો છે જ ને?"

"એ કર્તવ્ય હું ભૂલ્યો નથી, મારી જવાબદારીનું મને ભાન છે. અને એ માટે મારી સ્ત્રીના ભરણપોષણની વ્યવસ્થા હું કરીશ."

પાર્વતી મૌન થઈને બેસી રહી. એના મનમાં પ્રશ્નોનો વંટોળ ઊભો થયો, 'શું હજી પણ જતીન મને ચાહતો હશે? શું-જતીને મારા પરના પ્રેમ ખાતર સંસારના સુખનો ત્યાગ કરીને સન્યાસી જીવન જીવવાનો સંકલ્પ કર્યો હશે?' પાર્વતીના હૈયામાં કંઈક થવા માંડ્યું. આ પ્રશ્નોનો વધુ વિચાર કરતાં પાર્વતીનું મન જતીન પ્રત્યે કરુણાથી આર્દ્ર બની ગયું. તેણે મોઢું ઊંચું કરી સ્નેહ કોમળ સ્વરે કહ્યું : "મારી વાત માનશો જતીનભાઈ?"

"કહે."

"પત્નીને તેડાવીને ઘર વસાવો."

"ત્યાર પછી?"

"એક સાથે રહેવાથી ધીરે ધીરે પ્રેમ જન્મશે. તમે એક સ્વપ્નમાં મુગ્ધ બની ગયા છો. પણ તમે જોઈ શકશો, — વાસ્તવની પાસે આ સ્વપ્નના મુંઝવણ ભર્યા દિવસો દૂર થઈ જશે."

મૃદુ હસીને જતીન બોલ્યો : "દૂર થઈ શકે કે?"

"જરૂર. એકવાર પરીક્ષા તો કરી જુઓ."

જતીનનું હાસ્ય પ્રફુલ્લ વદન એકદમ ગંભીર થઈ ગયું. તેણે સ્થિર નજરે પાર્વતી સામે જોઈને કરુણ અને કંઈક દૃઢ સ્વરે કહ્યું: "મારાથી એ નહિ બની શકે પારૂ; એ સ્વપ્ન મારા માટે ભલે રહ્યું. એ સ્વપ્ન સાથે મેં જીવન યાત્રાનો આરંભ કર્યો છે, અને એ સ્વપ્ન સાથે જ યાત્રા પુરી કરીશ. પણ હું વાસ્તવના આઘાત વડે મારા જીવન સ્વપ્નના પરમ સુખને ભાંગી શકીશ નહિ. હું તારો અનુરોધ નથી રાખી શકતો પારૂ."

એક હળવા નિશ્વાસનો ત્યાગ કરીને જતીન ઊભો થઈ ગયો, અને ફરીવાર પાર્વતીના વદન પર કરુણ દૃષ્ટિ નાખીને ધીરે ધીરે ચાલ્યો ગયો. પાર્વતી મંત્ર મુગ્ધાની માફક બેસી રહી. હજી પણ જતીન એને ચાહે છે; પ્રેમ ખાતર પોતાના આશા ભર્યા જીવનને વેડફી રહ્યો છે. જતીનના આ ગંભીર પ્રેમ સામે પાર્વતીનુ મસ્તક શ્રદ્ધા અને ભક્તિથી નમી પડયું. બળતાં હૃદયે તેણે વિચાર્યું, હાય, એક દિવસ પોતે જતીન સામે ગર્વથી ઊભી રહીને દૃઢ પ્રતિજ્ઞાના સ્વરે બોલી હતી, 'તારી સાથે લગ્ન કરવા કરતાં હું મૃત્યુ પસંદ કરીશ.' ખરેખર પાર્વતીએ વિષ ખાવું જ ઉચિત હતું. જતીન કેટલો ઊંચે છે, અને પોતે કેટલી નીચે!

વિચારમાં ને વિચારમાં પાર્વતીના બંને નયનો આંસુથી ઊભરાઈ ગયાં.

જતીન એ વખતે માર્ગ પરથી હસતા હૃદયે ગાતો ગાતો ચાલ્યો જતો હતો:—

"દેનારને આશા નથી લેવા તણી,
લોકો કહે પાગલ ભલે, પરવા નથી;
ઉરદાન દેનારા બધા હસતા જતા,
આંસુ છૂપાવી સ્વપ્ન માણે હર્ષથી."

આ રીતે જતીન પ્રાય હંમેશ આવતો અને પાર્વતીના કાનમાં પ્રેમનો મંત્ર ફૂંકી જતો. પાર્વતીના પ્રેમ ખાતર પોતે સર્વસ્વનો ત્યાગ કરી રહ્યો છે, એ પણ પાર્વતીને બરાબર સમજાવતો. જતીન વારંવાર કહેતો સુખ અને આકાંક્ષા વગરનો પોતાનો નિષ્કામ પ્રેમ છે, આત્મદાનનું વ્રત અને આત્મ વિસર્જન એ પોતાનો પ્રેમ-આદર્શ છે.

જતીન શરાબ લ્યે છે, એવું જાણ્યા પછી પાર્વતીએ એને ઠપકો આપ્યો. જતીને કહ્યું: "જેના જીવનમાં સુખ નથી, સ્પૃહા નથી, એને શરાબમાં શું? એ તો વિષ પણ ખાઈ શકે!"

જતીનની વાતો સાંભળી સાંભળીને પાર્વતીના મનમાં એવું એક તુમુલ યુદ્ધ મચી પડ્યું, જેથી પાર્વતી ખૂબ વ્યાકુળ બની ગઈ. વારંવાર પાર્વતી મન સાથે પ્રતિજ્ઞા કરતી કે જતીનને વિષધર માનીને દૂર રહેવું. પરંતુ એ સંકલ્પ કાર્યમાં પરિણુત થઈ શકતો નહિ. સર્પમાં એક એવી જાતિ છે કે જે પોતાના નિશ્વાસથી ભક્ષ્ય જીવને ખેંચી શકે. જતીન પણ એવા નિશ્વાસથી પાર્વતીને પોતા તરફ ખેંચી રહ્યો હતો. પાર્વતીની દૃઢતા સ્થિર રહી શકતી નહિ.

પાર્વતી પ્રથમ પ્રથમ તો પોતાના હૃદયબળ પર ટકી રહી હતી. પરંતુ છેવટે જ્યારે દેખાયું કે એ હૃદય તો નિર્બળ અને અસહાય છે, જતીન પોતાના જાદુભર્યા તીક્ષ્ણ શસ્ત્ર વડે બધાં વિઘ્નો નિર્મૂળ કરીને એ નિર્બળ હૃદય પર આસન જમાવી રહ્યો છે, ત્યારે તે માથું કૂટી, કપાળે હાથ પછાડી અનુતાપ કરવા લાગી, હાય, અહીં શા માટે આવી! જતીનના ચરણોમાં સર્વસ્વ વિસર્જન કરવા કરતાં સ્વામીના ચરણોમાં સર્વસ્વ અર્પીને એના પગ પકડીને શા માટે ન પડી રહી. રડતાં રડતાં પાર્વતીએ કરુણ સ્વરે પોકાર કર્યો: "હે ભગવાન! હે દર્પહારી મધુસુદન! મારા દર્પના ભૂક્કા થયા છે. મને બચાવો; મારા નારીત્વની રક્ષા કરો...મારી મર્યાદાને અતૂટ રાખો."

પણ ભગવાને એની કરુણ પ્રાર્થના સાંભળી કે નહિ, એ તો

ભગવાન જાણે. જતીને ચારેબાજુથી પાર્વતીને ઘેરી લેવાનો ઉપક્રમ કર્યો. પાર્વતી હતાશ થઈ ગઈ.

બરાબર આ સમયે પાર્વતીના નામે એક પત્ર આવ્યો. પત્રમાં લખ્યું હતું:—

" પારૂ,

હું કલકત્તામાં આવ્યો છું, પરંતુ કઠિન રોગમાં પથારીવશ બનીને પળે પળે મૃત્યુની રાહ જોઈ રહ્યો છું. મોઢામાં પાણી રેડે એવું કોઈ માણસ નથી. પાછળ ઠેકાણું લખ્યું છે, જો આવી શકે, તો એકવાર આવજે. તું આવીશ તો મૃત્યુ સમયે તને જોઈને મને કંઈક શાંતિ મળશે.

તારો હતભાગ્ય સ્વામી
ગોકુલચંદ્ર ચક્રવર્તી. "

પત્ર વાંચીને પાર્વતી સ્તબ્ધ થઈ ગઈ. તે તરત કલકત્તા જવા તૈયાર થઈ. પરંતુ કોની સાથે જવું? ભાઈ કલકત્તા છે. એ શનિવારે આવે, આજ છે બુધવાર. ચાર દિવસ સુધી પાર્વતી રાહ ન જોઈ શકે. જતીને સાથે આવવા જણાવ્યું. પરંતુ પાર્વતી જતીન સાથે એકલી જવામાં સંમત ન થઈ. છેવટે ભાભી સાથે વિચારણા કરીને નક્કી કર્યું, રઘુની માને સાથે રાખી જતીન સાથે જવું.

એ જ દિવસે સાંજની ગાડીમાં પાર્વતીએ — કલકત્તા તરફ પ્રયાણ કર્યું.

# ૨૭

**રસ્તાનો** બધો સમય પાર્વતીએ તીવ્ર ઉત્કંઠા સહિત પસાર કર્યો. પ્રત્યેક સ્ટેશને કેટલાય માણસો ગાડીમાંથી નીચે ઊતરતાં અને કેટલાય નવા માણસો ઉપર ચડતા. કેટલીય બહેનોએ પાર્વતી સાથે વાતો કરવાનો પ્રયત્ન કર્યો; પણ પાર્વતી કોઈની સાથે સરખી રીતે વાતો કરી શકી નહિ, પોતાની ચિંતા વચ્ચે એક ખૂણામાં મૌન થઈને બેસી રહી.

ગાડી હાવરા સ્ટેશને આવીને ઊભી રહી, જતીન એક ઘોડાગાડી ભાડે કરીને પાર્વતી તથા રઘુની માને લઈને વિદાય થયો.

એક નહાના એક મજલાવાળા મકાનના દ્વાર પાસે આવીને ગાડી ઊભી રહી. જતીને ગાડીમાંથી નીચે ઊતરીને મકાનનું દ્વાર ખખડાવ્યું, મકાનની એક નોકરાણીએ આવીને દ્વાર ખોલ્યું. જતીન ઘરમાં પ્રવેશ કરે એ પહેલાં જ પાર્વતી એકદમ ગાડીમાંથી ઊતરીને મકાનમાં દાખલ થઈ. નોકરાણીએ પાર્વતીને એક ઓરડામાં બેસાડી.

ઓરડામાં આવીને પાર્વતીએ ચારે તરફ નજર કરી. પણ જે શોધી રહી હતી, તે ન દેખાયું. નોકરાણી એને બેસાડીને બહાર ચાલી ગઈ. પાર્વતી ઉત્કંઠા ભર્યા હૈયે બેસીને જતીનની રાહ જોવા લાગી.

ઘણીવાર પછી જતીન આવ્યો. આવીને બોલ્યો: "હાથ મોં ધોયાં પારૂ? નોકરાણી ક્યાં ગઈ?"

પાર્વતીએ પ્રશ્ન કર્યો: "મને ક્યાં લાવ્યા છો જતીનભાઈ?"

જતીને કહ્યું: "આ મકાન મારા માસાનું છે. એ લોકો દેશમાં ગયા છે, એથી મકાન ખાલી છે."

વિરક્તભાવે પાર્વતી બોલી: "પણ મને અહિં લાવવાની શી જરૂર હતી?"

જતીને કહ્યું: "આ જ રાતે તો ગોકુળબાબુનું સ્થળ શોધી શકાય એમ નથી, એટલે અહિં આવવું પડયું."

ત્યારપછી જતીને નોકરણીને બોલાવી એના હાથમાં એક રૂપિયો આપી ફરસાણ–મીઠાઈ વગેરે લઈ આવવાનો આદેશ કર્યો. નોકરાણીના જવા પછી તેણે પાર્વતી સામે જોઈને કહ્યુ: "રસોઈ કરવાનું કોઈ સાધન નથી એટલે નાસ્તો કરીને રાત કાઢવી પડશે."

પાર્વતીએ કશો ઉત્તર ન આપ્યો. તેણે જોયું, રસોઈ કરવાના સાધન સિવાય અહિં સઘળાં સાધનો વ્યવસ્થિત પડયાં છે. બિછાનું, ઠામવાસણ, પ્રદીપ, માટીના નવા ઠામમાં પાણી પણ ભરેલું છે. પાર્વતીએ વિચાર્યું, જ્યારે આ મકાનમાં કોઈ રહેતું નથી, ત્યારે આ બધી વ્યવસ્થા કોણે તૈયાર રાખી હશે? શા માટે રાખી હશે? ત્યારે શું અગાઉથી જતીને આ બધી વ્યવસ્થા કરી હશે? પરંતુ આજે સવારે તો પત્ર મળ્યો છે; એ પહેલાં કલકત્તા આવવાની જતીન માટે કોઈ ગાડી નહોતી. પાર્વતીના મનમાં ઘોર શંકાનો જન્મ થયો.

નોકરાણી મીઠાઈ વગેરે લઈ આવી. જતીનના ઘણા આગ્રહ પછી પાર્વતીએ જરા ખાઈને પાણી પી લીધું; રઘુની માએ પેટ ભરીને ખાધું. ત્યારપછી રઘુની માને પડખે રાખીને પાર્વતી સૂઈ ગઈ. પરંતુ આખી રાતમાં એક પળ માટે પણ પાર્વતી આંખો મીચી શકી નહિ.

જતીને સવારે રઘુની માને કહ્યું: "ગંગાસ્નાન કરવા જવું છે રઘુની મા?"

રઘુની મા પારકા પૈસે પુણ્યલાભના લોભને રોકી શકી નહિ, તે જતીન સાથે ગંગાસ્નાન કરવા બહાર નીકળી.

ઘણા સમય પછી બજારમાંથી કેટલીક વસ્તુઓ ખરીદીને મજુર માથે ઉપડાવી જતીન પાછો આવ્યો, પણ રઘુની મા પાછી ન આવી

પાર્વતીએ રઘુની મા માટે પ્રશ્ન કર્યો. જતીને આશ્ચર્યભર્યાભાવે કહ્યું: "આ શું? રઘુની મા હજીપણ નથી આવી? હું એને આ ગલી દેખાડીને બજારમાં ગયો હતા,"

જણુસભાવ મૂકાવીને જતીન રઘુની માને શોધવા માટે એકદમ બહાર નીકળ્યો. લગભગ બે કલાક પછી પાછો આવીને બોલ્યો : "સર્વનાશ થઈ ગયો, ડોશી જરૂર રસ્તો ભૂલીને કયાંક ચડી ગઈ છે. હું થાણામાં ખબર દઈ આવું છું, પોલીસ ગમે ત્યાંથી એને શોધીને અહીં મોકલાવી દેશે."

રઘુની મા માટે પાર્વતીના મનમાં ભારે ચિંતા થઈ. તેણે કોઈ પણ રીતે દાળભાત કરી નાખ્યા. જતીન ખાઈને ગોકુળનું રહેઠાણ શોધવા બહાર નીકળ્યો. પાર્વતી કશું જમ્યા વગર બેસી રહી.

ઠામ વાસણ સ્વચ્છ કરીને નોકરાણી પાર્વતી પાસે આવી. નોકરાણીએ પાર્વતીને પ્રશ્ન કર્યો: "બેન, તમારું ઘર કયાં આવ્યું?"

પાર્વતીએ પોતાના ગામનું નામ આપ્યું. નોકરાણીએ કહ્યું : "તમારા સ્વામી છે?"

"હા, છે."

નોકરાણીએ કહ્યું : "તમારા સ્વામીની તમારા પ્રત્યે લાગણી નહિ હોય, બહુ દુઃખ આપતા હશે ખરું?"

પાર્વતીના નયનો વક્ર બન્યાં. પરંતુ નોકરાણીએ પાર્વતીની વક્રદ્રષ્ટિ સામે ન જોતાં પોતાની વાત ચાલુ રાખી : "એથી જ ઘણી સ્ત્રીઓ સ્વામીના ત્રાસથી, સાસુ સસરાના ત્રાસથી કંટાળીને આવે છે. તે બહેન, દેશમાં બાબુની કંઈ જમિન જાગીર છે?"

પાર્વતીએ વિસ્મયપૂર્વક પ્રશ્ન કર્યો: "કયા બાબુની?"

નોકરાણીએ કહ્યુંઃ "જે બાબુ તમને લઈને આવ્યા છે ને... સારી સ્થિતિ ન હોય તો કોઈ પારકી સ્ત્રીને ઘર બહાર થોડું લાવી શકે છે? એક પરાઈ સ્ત્રીને પોષવી એ તો હાથીને પોષવા સમાન છે."

પાર્વતી ધ્રૂજી ઉઠી; પગથી માથા સુધી જાણે કંપ થવા માંડ્યો, એનું ગળું જાણે સૂકાઈ ને લાકડું થઈ ગયું. નોકરાણીએ કહ્યું : "તે બહેન, જરા સાવચેતીથી રહેજો. અત્યારે તો રૂપને યૌવન છે. પણ રૂપ–યૌવન કોઈના સદાકાળ નથી ટકતાં. એ સિવાય..."

વચ્ચે જ પાર્વતી ગર્જના કરીને બોલી ઉઠી : "તમે આ બધું શું બોલી રહ્યાં છો? હું તો મારા ધણીની તબીયત નરમ છે એ જાણીને અહિં જોવા આવી છું."

નોકરાણી મોઢું મરડીને હળવું હસી. એના હાસ્યનો ભાવ એવો હતો કે પાર્વતીની વાત સાવ બનાવટી છે. એમ માનવા છતાં પણ તેણે પાર્વતીની વાતમાં હા એ હા કરવા અપ્રતિભ ભાવે કહ્યું : "ઓહ્ એ તો ઘણું સારું કર્યું. અરેરે, ધણી તો માથાનો મુગટ કહેવાય. એના અસુખમાં સ્ત્રી ન આવે તો કોણ આવે?"

મોઢામાં પાન મૂકીને નોકરાણી હસતી હસતી ઓરડા બહાર નીકળી ગઈ. પાર્વતી સ્તબ્ધ ભાવે બેસી રહી.

પાર્વતીના મનમાં પ્રશ્નોની ભૂતાવળ ઉભરાણી,–નોકરાણીએ આ શું કહ્યું? શું જતીન મને આવા હલકા હેતુ ખાતર અહિં લાવ્યો હશે? નોકરાણી શું એનો ગુપ્ત ઉદ્દેશ કોઈ પણ ઉપાયે જાણી ગઈ હશે? શુ જતીનભાઈ આટલો વિશ્વાસઘાતક? એમાં અસંભવ શું? જે શરાબ પીને હલકા આમોદ પ્રમોદમાં દિવસો વિતાવે, એનો વિશ્વાસ શું? નોકરાણી જરૂર એની ચાલબાજી જાણી ગઈ લાગે છે. નહિતો તે આવી વાત કરવાનું સાહસ કરે શા માટે? આમ મોઢું મરડીને હસે શા માટે? પાર્વતીને ઇચ્છા થઈ, નોકરાણીને બોલાવીને બધું પૂછી જોઉં. પણ નોકરાણી બહાર ચાલી ગઈ હતી. પાર્વતી એકલી બેસી વિચારવા લાગી.

વળી એના મનમાં સ્વામીના પત્રનું સ્મરણ થયું. પોતે સ્વામીનો પત્ર વાંચ્યા પછી અહિં આવી છે, જતીન કેવળ પહોંચાડવા ખાતર

આવ્યો છે. એટલે આમાં એનો ખરાબ હેતુ કેવી રીતે હોઈ શકે ? ના ના, કોઈ દિવસ જતીનભાઈ આવા અવિશ્વાસી ન હોઈ શકે. કલકત્તાની નોકરાણીઓ ખરાબ ચારિત્ર્ય વાળી હોવાનું બોલાય છે. નોકરાણીએ પોતાની રીતે જ આવી ખરાબ કલ્પના કરી લીધી હોય એ બનવા જોગ છે. કોઈ પ્રકારનું સ્પષ્ટ પ્રમાણ મેળવ્યા વગર કેવળ નોકરાણીની વાત પરથી જતીનભાઇ પર અવિશ્વાસ રાખવો એ એક પ્રકારનો અન્યાય છે. પણ રઘુની મા ? જતીનભાઈ એને ગંગાસ્નાન માટે લઈ ગયા હતા, ત્યાર પછી એ પાછી કેમ ન આવી ? શું એ ખરેખર માર્ગ ભૂલી ગઇ હશે ? પાર્વતી એકલી બેઠી બેઠી મનની અંદર અનેક વિચારો કરવા લાગી.

બાજુમાં એક બે મજલા વાળું મકાન હતું. એકાએક ઉપરના મજલાની એક બારી ઉઘડી, અને સાથો સાથ બિભિત્સ હાસ્ય સાથે ગવાતા સંગીતના સુર પાર્વતીના કાને અથડાયા. પાર્વતીએ ઉભા થઇને એ બારી સામે જોયું, તો એક રૂપકડો પોષાક પહેરીને સુંદર યુવતી બારી પાસે ઉભી ઉભી લહેરથી ગાતી હતી. પાર્વતી અવાક્ થઈ ગઇ. જોતાં જોતાં એક પુરુષ આવીને યુવતી પાસે ઉભો રહ્યો. પાર્વતી સરકી ગઇ. ત્યારે પુરુષ અને રમણીએ એક વિચિત્ર અટ્ટહાસ્ય કર્યું. પાર્વતી બારી બંધ કરીને ઘરમાં બેસી ગઇ, એના હૃદયમાં થડકો શરૂ થયો.

સંધ્યા પહેલાં જતીન આવ્યો અને બોલ્યોઃ " જીવન મલ્લીકની ગલી ક્યાંય ન મળી, જીવન ચેટરજીની ગલી છે, પણ ત્યાં દસ નંબરના મકાનમાં ગોકુળબાબુ નથી. જીવન મલ્લીકની એક ગલી છે, પણ એ તો ભવાનીપુરમાં છે."

"તો પછી એ ભવાનીપુરમાં હશે. કદાચ લખવું ભૂલી ગયા હશે. અસુખ હાલતમાં લખેલું છે ને..."

જતીને કહ્યું: "એ બનવા જોગ છે. સારું, ભવાનીપુરમાં પણ એક ચક્કર મારી આવું. એક ગ્લાસ પાણીને એક પાન મને આપ."

પાર્વતીએ પાણી અને પાન આપતાં કહ્યું: "હું પણ સાથે આવીશ."

જતીને કહ્યું: "એમ તે બને? તું કંઈ ચાલી નહિ શકે, ગાડીમાં તને લઈને મારે ક્યાં ઘુમવું?"

પાર્વતીએ કહ્યું: ગમે ત્યાં ઘુમવું પડે, હું સાથે જ આવીશ."

પાર્વતીની જીદ જોઈને જતીન જરા ગભરાયો, તેણે પાર્વતીને સમજાવવાનો ઘણો પ્રયત્ન કર્યો, પણ પાર્વતી સમજી નહિ. તે જોર પુર્વક બોલી: "જુઓ જતીનભાઈ, નકામી વાતો કરીને મારી સામે અવિશ્વાસ ન બનો."

જતીને વધુ ચાપચીપ ન કરી. ગાડી બોલાવીને તે પાર્વતી સાથે બહાર નીકળ્યો.

ગાડી શહેરમાંથી ધર્મતલ્લાના વળાંક પાસે આવી પહોંચી જતીનના મનમાં હતું, પાર્વતીને કેવી રીતે વિશ્વાસ આપીને પાછી લઈ જવી. જતીન પાર્વતીના મનને વાળવા માટે ગાડીમાંથી સાહેબની દૂકાનો, રસ્તે ચાલતી અંગ્રેજ મહિલાઓ, મોટરો વગેરે દેખાડવા માંડ્યો. પરંતુ પાર્વતીને કશું ગમતું નહિ. તેણે પ્રશ્ન કર્યો: "ભવાની-પુર હજી કેટલે દૂર છે?"

જતીને કહ્યું: "સામેનું મેદાન પાર..."

એની વાત પુરી થાય એ પહેલાં જ વેગ પુર્વક આવતી એક ટ્રામનો ગાડીને પાછળથી ધક્કો લાગતાં જ ગાડી ઉંધી પડી. જતીન પાછળની બેઠક પર બેઠો હતો; ટ્રામનો ધક્કો લાગતાં જ તે ગાડી નીચે જઈ પડ્યો. પાર્વતી દરવાજામાંથી દૂર જઈ પડી.

ચારે દિશાએથી લોકોનું ટોળું ભેગું થવા માંડ્યું. પાર્વતીને ચોટ નહોતી લાગી. તે એક બાજુ દૂર ઉભી રહીને ધ્રૂજવા માંડી. ગાડી ઉલ્ટાવીને જતીનને બહાર કાઢ્યો, પ્રચંડ આઘાતના કારણે જતીન અચેત થઈ ગયો હતો. જતીનનું માથું ફાટી ગયું હતું, ક્ષત-

સ્થાનમાંથી લોહી વહી રહ્યું હતું. ભેગા થયેલા માણસો એને હોસ્પીટલમાં પહોંચાડવાની વ્યવસ્થા કરવા લાગ્યા.

પાર્વતી એક ગ્યાસ-બત્તી પાસે ઉભી ઉભી હવે ક્યાં જવું, એ ક્યાં મળશે, વગેરે પ્રશ્નો વિચારતી વિચારતી ભયભરી નજરે ચારે તરફ જોવા લાગી. એવામાં એકાએક એક વ્યક્તિએ એની પાસે આવીને વિસ્મય પુર્વક કહ્યું : " આશું. તું ? "

આ પ્રશ્ન કરનાર ગોકુળ હતો. યોગેન્દ્રનાથ પાસેથી વિદાય લઇને તે ખિદિરપુર જતો હતો. શ્યામ બાજારની ટ્રામમાંથી ઉતરીને લોક ભીડ જોતાં તે આ તરફ આવ્યો. ભય અને વિસ્મયથી પાર્વતીનો પાલવ માથા પરથી સરકી ગયો હતો. ગ્યાસ બત્તીનો પ્રકાશ એના ચહેરા પર છવાઈ રહ્યો હતો. એટલે ગોકુળને ઓળખતાં જરા ય વાર ન લાગી.

સ્વામીને જોઈને પાર્વતીના વિસ્મયની સીમા ન રહી. ગોકુળે ફરી પ્રશ્ન કર્યો: " તું અહિં આવી છે ? "

મૃદુ સ્વરે પાર્વતી બોલીઃ " હા, જલ્દી એક ગાડી બોલાવો. "

ગોકુળે એક ગાડી બોલાવી. પાર્વતીને લઇને તે ગાડીમાં બેઠો. પોલીસ એક સ્વતંત્ર ગાડી લાવીને જતીનને હોસ્પીટાલ તરફ લઈ ગઈ. ગાડીવાને ગાડી ચલાવતાં પહેલાં પ્રશ્ન કર્યો: " ક્યાં જવાનું છે ? "

ગોકુળે કહ્યું: " શ્યામ બાજાર, યોગેનબાબુના ઘેર. "

ગાડી ચાલવા માંડી. ઘડીભર નીરવ રહીને પાર્વતીએ ધીરે ધીરે સ્વામીને પ્રશ્ન કર્યો : " તમારી તબીયત બહુ નરમ થઈ ગઈ હતી ને ? "

જરા હસીને ગોકુળ બોલ્યો : ' કોણે કહ્યું ? "

પાર્વતીએ સાડીના છેડે બાંધેલો કાગળ ખોલીને ગોકુળના હાથમાં મૂક્યો. ગોકુળે પત્ર ખીસામાં મૂક્યો. પાર્વતીએ પ્રશ્ન કર્યો: " કેમ ન વાંચ્યો ? "

ગાડીની બારીમાંથી બહાર દ્રષ્ટિ કરીને ગોકુળે ઉદાસ સ્વરે ઉત્તર આપ્યો: " પછી વાંચીશ. "

થોડીવાર મૌન રહીને પાર્વતીએ પુછ્યું: " મારી વાત પર વિશ્વાસ આવે છે? "

સરલ ભાવે પાર્વતી સામે જોઈ ને ગોકુળ બોલ્યો: " હા. "

પાર્વતીએ કહ્યું: " ત્યારે પત્ર કોણે લખ્યો હશે? "

" કેમ ખબર પડે! "

પાર્વતી વિશેષ કંઈ ન બોલી. ગાડી યોગેનબાબુના ભવ્ય પ્રાસાદ સામે આવીને ઉભી રહી. ગોકુળ ગાડીમાંથી ઉતરીને મકાનમાં દાખલ થયો. પાર્વતી ગાડીમાં બેસી રહી.

## ૨૮

યોગેન્દ્રનાથ અને અનિલાની વિસ્મયતા વચ્ચે આવીને ગોકુળ એક ખુરશી ખેંચીને બેસી ગયો, અને વ્યસ્તભાવે બોલ્યો: "યોગેન, ભારે ઉપાધિ આવી પડી છે. મારી પત્ની એકાએક આવી છે."

વિસ્મિત ભાવે યોગેન્દ્રનાથે કહ્યું: "તારી પત્ની!"

"હા, મારી તબિયત ઘણી નરમ થઈ ગઈ છે, એવો કોઈએ પત્ર લખ્યો હતો, પત્ર વાંચીને તરત ચાલી આવી છે, જો ને આ પત્રમાં શું લખ્યું છે?"

ગોકુળે ખીસામાંથી પત્ર કાઢીને યોગેન્દ્રનાથના સામે મૂક્યો. યોગેન્દ્રનાથે પત્ર વાંચ્યો. ગોકુળે કેવી રીતે પત્ની સાથે ભેટો થયો એ કહ્યું. સાંભળીને અનિલા ધ્રુજી ઊઠી. યોગેન્દ્રનાથે કહ્યું: "જીવન-મલ્લીકની ગલી, નંબર દસ...એ વળી ક્યાં? તું શું ત્યાં રહેલો છે?"

"મારા કોઈ બાપદાદાએ પણ એ રસ્તાનું નામ નહિ સાંભળ્યું હોય."

યોગેન્દ્રનાથે કહ્યું: "જરૂર કોઈ દુષ્ટ માણસની ચાલબાજી લાગે છે. ભગવાને રક્ષા કરી."

અનિલાએ મૃદુહાસ્ય સહ પ્રશ્ન કર્યો: "આપના પત્ની ક્યાં છે?"

ગોકુળે કહ્યું: "બહાર ગાડીમાં બેઠેલ છે." ત્યારપછી યોગે-ન્દ્રનાથ સામે જોઈને કહ્યું: "હવે શો ઉપાય? એને રાખવી ક્યાં?"

કશો ઉત્તર આપ્યા વગર યોગેન્દ્રનાથ ગંભીર ભાવે બેસી રહ્યા. અનિલાએ કહ્યું: "મારે ત્યાં આપનો જાતિ-ધર્મ નષ્ટ થશે, પણ આપના પત્નિનો જાતિ ધર્મ આપના જેવો દુર્બળ તો નથીને?"

ગોકુળે પ્રશ્નભરી નજરે યોગેન્દ્રનાથના ચહેરા સામે જોયું. પરંતુ યોગેન્દ્ર કંઈપણ કહે એ પહેલાં જ અનિલા ઉતાવળે પગે બહાર ચાલી ગઈ. યોગેન્દ્રનાથે પ્રશ્ન કર્યો: "મારી ભાભી એકલાં આવ્યાં હતાં?"

"ના, એના ગામનો જતીન નામનો એક છોકરો પણ સાથે હતો. ઈજા પામીને એ હોસ્પીટલમાં ગયો છે."

યોગેન્દ્રનાથ વિચારમાં પડયા. ગોકુળે કહ્યું: "મૌન બેસી રહે નહિ ચાલે, કોઈ રસ્તો તો કાઢવો જ પડશે."

યોગેન્દ્રનાથે કહ્યું: "તમારા ગામના જગન્નાથપાલની દુકાને કશી સગવડતા કરી શકાય એમ નથી?"

જરા રીસથી ગોકુળ બોલ્યો: "તો પછી હું તારે ત્યાં આવત નહિ."

યોગેન્દ્રનાથે કહ્યું: "હિન્દુ સ્ત્રીને બ્રાહ્મના ઘેર આવવું શું ઉચિત ગણાશે?"

ગોકુળ યોગેનના ચહેરા સામે તિરસ્કારપૂર્ણ દૃષ્ટિ કરીને બહાર ચાલ્યો ગયો.

પરંતુ બહાર આવ્યો ત્યારે ગાડી કે પાર્વતી કોઈને જોઈ શક્યો નહિ. ગભરાયેલા નયને તે રસ્તા પર ચારે તરફ જોવા લાગ્યો. થોડીવારે તે ગભરાટ સહિત પાછો આવ્યો. યોગેન્દ્રનાથે પ્રશ્ન કર્યો: "કેમ, શું થયું છે?"

ગોકુળે હાંફતાં હાંફતાં કહ્યું: "બહાર ગાડી નથી."

"મારી ભાભી?"

"એ તો ગાડીમાં જ હતી."

યોગેન્દ્રનાથે ખૂબ વિસ્મિત થતાં કહ્યું: "સર્વનાશ! આપણે પોલીસચોકીએ જઈને ખબર દેવી પડશે."

ગોકુળ થાકેલા હૃદયે ખુરશી પર બેસી ગયો. યોગેન્દ્રનાથ મૃદુ મૃદુ હસવા લાગ્યા.

અનિલાએ અંદર આવીને કહ્યું: "અમારા બ્રાહ્મણ રસોયાના હાથની રસોઇ જમવામાં આપની પત્નીને કશો બાદ નથી ગોકુળભાઈ પરંતુ આપના માટે શો પ્રબંધ કરવો? હવિષ્યાન્ન લેવું હશે તો ગંગાજળ મગાવવું પડશે."

ગોકુળે હતાશભાવે યોગેન્દ્રનાથના મોઢા સામે જોયું. યોગેન્દ્રનાથે હસીને કહ્યું: "ગોકુળભાઈ તો એકાદ રાતની લાંઘણ પણ ખેંચી કાઢશે. એના કિંમતી ધર્મનો નાશ આપણે ન કરવો જોઈએ અનિલા."

ગોકુળે કહ્યું: "તમને જેમ યોગ્ય લાગે, તેમ કરો, પણ ઉપવાસ કરીને તમારા ગૃહસ્થ ધર્મને આઘાત કરવા હું રાજી નથી."

અનિલા હસતી હસતી બહાર ચાલી ગઈ.

પોતે બ્રાહ્મધર્મનો વિદ્વેષી હતો છતાં અનિલાના વહેવારથી ગોકુળના અંતરમાં એના પ્રત્યે શ્રદ્ધા પ્રગટી હતી. થોડા સમય પહેલાં પોતે અનિલાના નિમંત્રણને ઠેલીને અનિલાના ગૃહસ્થધર્મનું અપમાન કર્યું હતું. છતાં અનિલાના નયનોમાં કોઈ પ્રકારનો રોષ નહોતો એ જોઈને ગોકુળ એની ઉદારતાને આઘાત પહોંચાડી શકયો નહિ. ધર્મના નામે સહૃદયતા પર અપમાન વર્ષાવવું એ માનવતાને યોગ્ય નથી એમ ગોકુળને લાગ્યું.

પણ ધર્મ એ એવી વસ્તુ નથી કે ઉપકાર અથવા સહૃદયતા ખાતર આમ સહજમાં એનું વિસર્જન કરી શકાય, જે ધર્મના ભેદ ખાતર યોગેન સાથેનો સઘળો સંબંધ છોડી દીધો હતો, આજ સામાન્ય દુર્બળતાને વશ બનીને એ ધર્મ ભેદને ભૂલી જવો એ શું અયોગ્ય નથી? ગોકુળના હૈયામાં આ પ્રશ્ન તરત સમજાયો. તેણે યોગેન્દ્ર સામે જોઈને કહ્યું: "યોગેન!"

યોગેન્દ્રનાથે કહ્યું: "નહિ ભાઈ, તારા આવડા મોટા અન્યાયને હું નથી સહી શકતો."

ગોકુળે કહ્યું: "તો પછી હું ખિદિરપુર જઉં છું."

ગોકુળ ઉઠીને બહાર ચાલ્યો ગયો. યોગેન્દ્રનાથ પણ બેઠકમાંથી ઊઠીને ઘરમાં ગયા. અનિલાએ પ્રશ્ન કર્યો: "ગોકુળભાઈ ક્યાં બેઠા છે?"

યોગેન્દ્રનાથે કહ્યું: "એ તો ખિદિરપુર ચાલ્યા ગયા."

અનિલા તીવ્ર નજરે સ્વામી સામે જોઈ ને બોલી: "વહા, તમે એમને રોકાવા માટે આગ્રહ કર્યો હતો?"

સહજ સ્વરે યોગેન્દ્રનાથે કહ્યું: "ના, પણ મેં જ એને ત્યાં જવાનું કહ્યું હતું."

ક્રોધ અને ઘૃણાથી અનિલાનું વદન લાલ થઈ ગયું. તે કશું ન બોલતાં બીજા ખંડમાં ચાલી ગઈ.

## ૨૯

નૃત્યકાલીએ પિતાને સંબોધન કરીને કહ્યું: "ત્યારે તો ગોકુળ ઠાકુરને ગામ છોડવું પડ્યું ને?"

ધીર ગંભીર સ્વરે સરકાર મહાશય બોલ્યાઃ "અંતે એમજ થયું નિતુ. બધી શ્રીહરિની ઇચ્છા છે."

નૃત્યકાલીએ કહ્યું: "એ નિષ્પાપ બ્રાહ્મણે શ્રીહરિ પાસે એવો કયો ગુનો કર્યો હતો બાપુ?"

હસીને સરકાર મહાશય બોલ્યા: "જરૂર કંઇકને કંઇક દોષ કર્યો હશે, આ જન્મમાં નહિ કર્યો હોય, તો પૂર્વજન્મમાં કર્યો હશે. દોષ ન કર્યો હોય તો આવી સજા ભોગવે શા માટે?"

નૃત્યકાલીએ હળવા રોષથી કહ્યું: "પણ મારું મન તો એમજ કહે છે કે, તમે જ એનું મૂળ છો."

વિસ્મયપૂર્વક સરકાર મહાશયે કહ્યું: "હું?"

નૃત્યકાલીએ કહ્યું: "તમે જો અમૂલ્યને સહાય ન કરી હોત બાપુ..."

સરકાર મહાશય ખડખડાટ હસી પડ્યા. એ હાસ્ય ધ્વનિથી નૃત્યકાલી ચમકી ઊઠી. ખૂબ હસ્યા પછી સરકાર મહાશય બોલ્યાઃ "નિતુ, તું મારી પુત્રી છે, છતાં તારો આ ભ્રમ ન ગયો. માણુસ કંઇ નથી કરી શકતો, બધું એજ કરે છે. આ સઘળું એ ચક્રધારીનું ચક્ર છે. બધું કાર્ય એનું જ છે નિતુ, માણુસ તો કેવળ નિમિત્ત છે. હરિ હે, મધુસુદન!"

ઘડીભર મૌન રહીને નૃત્યકાલી રોષ ગંભીર સ્વરે બોલીઃ

"તમારું આ બધું વેદાંત દૂર રાખો બાપુ, એક નિર્દોષ બ્રાહ્મણને ગૃહત્યાગ કરાવવાનું પાપ તમારે ભોગવવુંજ પડશે."

માથું ડોલાવતાં ડોલાવતાં હસીને સરકાર મહાશય બોલ્યા: "તારા બાપને તું શું આટલો નિર્બોધ સમજે છે નિતુ? હરિનામ પાસે વળી પાપ? જેવી રીતે પર્વત પ્રમાણ ઘાસમાં એક નાનીશી ચીનગારી મૂકતાં સઘળું બળીને ખાખ થઈ જાય, તેવી રીતે બ્રહ્મહત્યા, સ્ત્રીહત્યા, ગોહત્યા કરીને પણ જો એકવાર હરિનામનું ઉચ્ચારણ કરવામાં આવે તો પાપ તો બળી જાય, પણ યમરાજ સુધાં ભયથી કંપી ઊઠે. એટલા માટેજ હરિસ્મરણ કલિયુગનો મુક્તિ મંત્ર છે. સવાર સાંજ હરિસ્મરણ કરતી રહે નિતુ, પાપ તાપ બધું ભસ્મીભૂત થઈ જશે."

વિરક્તિપૂર્ણ સ્વરે નૃત્ય બોલી: "મેં હરિનામનો ત્યાગ કર્યો છે."

સરકાર મહાશય આંખો પહોળી કરીને કન્યાના મુખ સામે જોઈ રહ્યા. મોઢું ભારે કરીને નૃત્ય બોલી: "મુખેથી હરિહરિ કહેવું, અને મનમાં પારકાના સર્વનાશની ચિંતા કરવી, આવો દંભ મારાથી નહિ થઈ શકે."

સરકાર મહાશયે ગંભીરસ્વરે કહ્યું: "અરે પાગલ દીકરી, તેં આ શું કર્યું? હરિનામ છોડાય કે? ભલે દંભ હોય, શ્રદ્ધાથી કે અશ્રદ્ધાથી ગમે તે રીતે હરિનામ લેવું જ જોઈએ. નામનું ફળ ક્યાં જવાનું હતું? અજામિલની વાત તો સાંભળી છે ને? વધારે ન બને તો કંઈ નહિ, સવાર સાંજ એક એક માળા ફેરવી લેવી."

"મેં તો માળા ફેંકી દીધો છે."

"તેં ભલે ફેંકી દીધી, હું બીજી એક માળા લાવી આપીશ. આ સંસાર સમુદ્ર ઘણો ભીષણ છે નિતુ, એ સમુદ્ર તરવાનો એકજ ઉપાય હરિનામ છે હરિનામ વગર આત્માની કોઈ ગતિ નથી."

નૃત્યકાલી કશું ન બોલતાં ક્રોધ ગંભીરભાવે બેસી રહી. સરકાર મહાશયે પૂછ્યું: "નિતુ, એક વાત પુછું? તું ગોકુળ પર પ્રેમ રાખે છે ને?"

વિરક્તભાવે નૃત્યકાલીએ ઉત્તર આપ્યો: "હા, રાખું છું, તમારે શું કહેવું છે ?"

મૃદુહાસ્ય સહિત સરકાર મહાશય બોલ્યા: "ખુશીથી રાખજે, પણ હરિનામનો ત્યાગ ન કરીશ, મેં સાંભળ્યું છે કે અમૂલ્ય શરાબ પીએ છે, એ સાચું છે ?"

નૃત્યકાલીએ કહ્યું: "એ તો પુરો શરાબી બન્યો છે, નોકરી ઓકરી છોડીને પારકી વહુ દિકરીઓ પર નજર નાખતો ફર્યા કરે છે."

હસીને સરકાર મહાશય બોલ્યા: "આ બધી શ્રી હરિની રમત છે નિતુ."

નૃત્યકાલીએ કહ્યું: "તમારા હરિની લીલા કંઈ આટલી નથી એક દિવસે આપણા ઘેર આવીને મારું અપમાન કરી ગયો હતો."

ચમકીને સરકાર મહાશયે કહ્યું: "તારૂં અપમાન ?"

અનુયોગ ભર્યા સ્વરે નૃત્યકાલી બોલી: "તમે જ એની સ્પર્ધાને વધારી મૂકી છે બાપુ."

સરકાર મહાશયે પુછ્યું: "તારૂં કેવું અપમાન કર્યું હતું નિતુ ?"

મોઢું નીચું રાખીને વ્યથિત સ્વરે તે બોલી: "એ બધી વાત તમને કહેવા જેવી નથી બાપુ. તે દિવસે તો મને એવું થયું હતું કે કુવામાં જઈને ડુબી મરૂં."

સરકાર મહાશયનો ચહેરો અષાઢ માસના મેઘ જેવો ગંભીર થઈ ગયો. ઘડીભર નીરવ રહીને તે બોલ્યા: "બેન, મારી માળા લાવતો."

નૃત્યકાલી જાણતી હતી, કોઈ ગંભીર વિષય પર વિચાર કરવાનો હોય ત્યારે પિતાને માળા વગર ચાલતું નથી. તેણે ઊઠીને માળા લાવી દીધી. માળા હાથમાં લઈને સરકાર મહાશયે કહ્યું: "ગોકુળને ગામ છોડવું પડયું, એ ભારે અન્યાય થયો છે, કેમ નિતુ ?"

નૃત્યકાલીએ કહ્યું: "એ વાત ફરીવાર કહેવી પડે એમ છે ?"

"હં..." કહીને સરકાર મહાશયે જપમાં મનને પરોવ્યું.

## ૩૦

**સ**રકાર મહાશય અમુલ્યચરણ પાસે જઈને બોલ્યાઃ "કાં અમુલ્ય, ભાઈની બે ચાર વિઘા જમીન હાથ કરીને નિશ્ચિંત બની ગયો ?"

અમુલ્યે કહ્યું: "ભાઈ પાસે બીજું શું હતું ?"

જાણકાર માફક માથું ડોલાવીને સરકાર મહાશયે કહ્યુંઃ "તું તો હજી નાદાન બાળક જેવો જ રહ્યો, તારાભાઇ પાસે જે છે, એમાની એક પાઈ પણ તારી પાસે હોત તો તું પગ પર પગ ચડાવીને નિરાંતે લહેર કરતો હોત."

અમુલ્યે વિસ્મય પુર્ણ નજરે સરકાર મહાશય સામે જોયું. સરકાર મહાશયે કહ્યું: "ગોકુળ તો અત્યારે યોગેન મુખુજર્યેના કારોબારનો મેનેજર બન્યો છે શું આ વાતની તને ખબર નથી ?" વિસ્મિત ભાવે અમુલ્યે કહ્યું: "કયો યોગેન ? આપણા ગામનો ભાણેજ ?"

"હા, જે બ્રહ્મજ્ઞાની થઈને સાસરાના પૈસે લક્ષાધિપતિ બની ગયો છે."

અમુલ્યે નિરાશ સ્વરે કહ્યું: "બધી ભાગ્યની વાત છે."

સરકાર મહાશયે હસીને કહ્યું: "ભાગ્ય કંઇ ઝાડ ઉપર નથી પાકતું અમુલ્ય હાથપગ છે, જ્ઞાનબુદ્ધિ છે, પ્રયત્ન કરીને મેળવી શકાય એવી વસ્તુ છે."

"હવે શું લેવું ?"

"થોડા નગદ રૂપિયા..."

"ભાઈ શેના આપે ?"

"એમ કોઈ સ્હેલાઈથી આપતું હશે? ચાલાકીથી શું નથી મેળવી શકાતું?"

ઘડિક વિચારીને અમુલ્ય બોલ્યો: "મારા ભેજામાં કોઈ ચાલાકી નથી સુઝતી."

સરકાર મહાશયે ગંભીર હાસ્ય સહિત કહ્યું: "તારા માથામાં જો એવી બધી તરકીબો આવતી હોય, તો મારા માથાનું ગૌરવ ટકી શકે ખરું?"

અમુલ્ય ચરણ 'હં' કહીને જોઈ રહ્યો. સરકાર મહાશયે કહ્યું: "બુદ્ધિ મારી, સાહસ તારું. જો એક જ ધડાકે પાંચસો રૂપિયા મેળવી દઉં તો મારો કેટલો ભાગ?"

"પ્રથમ કેવી રીતે મેળવવા એ તો કહો."

સરકાર મહાશયે પૈસા મેળવવાની સરલ તરકીબ કહી સંભળાવી જે સમયે દેણદાર બનીને ગોકુળ જેલમાં ગયો હતો, તે સમયે તેણે એક હેન્ડનોટ લખી આપીને અમુલ્યચરણ પાસેથી પાંચસો રૂપિયા લીધા હતા, અને એ રૂપિયા ભરીને તેણે જેલમાંથી મુક્તિ મેળવી હતી. અત્યારે એ હેન્ડનોટના આધારે ફરિયાદી કરીને ગોકુળને પકડવામાં આવે તો યોગેન્દ્રનાથ જરૂર રૂપિયા ભરી દઈ મિત્રને ઉગારી લેશે. આ વાતમાં જરા પણ સંદેહ નથી.

અમુલ્યે કહ્યું: "પણ ભાઈએ તો મને હેન્ડનોટ લખી આપી નથી, પછી આવશે કયાંથી?"

ગર્વ ભર્યા સ્વરે સરકાર મહાશયે કહ્યું: "ગોપીનાથ સરકારના માથામાંથી! પ્રથમ મને શું મળશે એ કહે જોઉં. મને અઢીસો મળવા જોઈએ ખર્ચ બધો તારા માથે પણ એ ખર્ચ તો કોર્ટ અપાવશે."

પણ અમુલ્ય અઢીસો આપવા રાજી ન થયો. ખૂબ વાટાઘાટ પછી સરકાર મહાશય દોઢસોમાં સંમત થયા, અને એક સપ્તાહમાં હેન્ડનોટ તૈયાર કરી આપવાની તેમણે ખાત્રી આપી.

ઘેર આવીને સરકાર મહાશયે પુત્રોને કહ્યું: "નિતુ, તારા ખાતર મારે આખર અવસ્થામાં પણ ચાલાકી કરવી પડી."

અત્યારે અમુલ્યચરણ અભાવથી અસ્થિર બની ગયો હતો. કારણ, તે ધીરેધીરે શરાબી બની ગયો હતો. સ્વામીને શરાબની આદતથી રોકવા માટે નાની વહુએ વચ્ચે શરૂશરૂમાં વિરોધ કર્યો પણ પરિણામે સ્વામી અને ફઇબા બંને તરફથી તિરસ્કારની ગાળો ખમવી પડી. અમુલ્યે ફઇબાને સમજાવ્યું કે શરાબ એ સ્વાસ્થ્ય માટે પરમ હિતકારી છે, ગોરા સાહેબો શરાબલ્યે છે તેથી જ બળવાન છે. ભત્રીજાના સ્વાસ્થ્યની ઉન્નતિની આશાએ ફઇબા પોતાની વ્યવસ્થામાંથી શરાબનો ખર્ચ તારવવા લાગ્યા.

બીજી તરફ ગેરહાજરી, કામકાજની ભૂલો, અવ્યવસ્થા, શરાબી હાલત વગેરે કારણોએ અમુલ્યની નોકરી પણ ગઇ. અમુલ્ય આથી થડક્યો. પણ ફઇબાએ અભયદાન આપતાં કહ્યું "એમાં થડકે છે શું, આટલા દિવસો સુધી કામ કર્યું છે, હમણા થોડો વિસામો લઇ શરીર સુધારીને પાછો ગમે ત્યાંથી કામ શોધી લેજે."

પરંતુ ફઇબા પોતાની ભૂલ તે દિવસે સમજ્યાં જે દિવસે નાની વહુના દાગીના એક પછી એક મારવાડીની પેટીમાં મૂકીને અમુલ્ય ચરણે ફઇબાના ડાબડા પર હાથ મૂક્યો, અને સહજમાં નહિ મળે તો દાબડો તોડીને પૈસા લઈ લેવાનો ભય બતાવ્યો. ફઈબા એ અમુલ્યની મતિ–ગતિના પરિવર્તન માટે શાંતિ સ્તોત્રની વ્યવસ્થા કરી, પરંતુ ફઇબાની માનતાથી લોભાઇને કોઈપણ દેવતાઓએ અમુલ્યચરણની મતિ–ગતિ ના પરિવર્તનની દરકાર ન કરી.

અમુલ્યચરણ સામે દિવસે દિવસે અભાવ વધવા લાગ્યો, દેણું

પણ વધારે થયું. ફઇબા તનતોડીને જેમતેમ સંસાર ચલાવવા લાગ્યા. અને અમુલ્યચરણ બજારના પૈસાથી મદ્યપાન કરી, નાની વહુને પ્રહાર કરી, ફઇબાને ગાળો ભાંડી દિવસો વિતાવવા લાગ્યો.

આ સમયમાં ભાઈ પાસેથી પાંચસો રૂપિયા મેળવવાની આશાથી પ્રફુલ્લબનીને અમુલ્યેચરણે વિચાર્યું, આ વખતે હાથમાં પૈસા આવે તો બધું દેણું ચૂકવીને દારૂ છોડી દેવો. તેણે પોતાના આ પવિત્ર સંકલ્પની વાત ફઇબાને કહી. ફઇબાએ પણ આ કાર્યમાં આગ્રહભરી સમ્મતિ આપી, અને અમુલ્યની મતિનું કંઇક પરિવર્તન થયું છે એ જાણી એક પૈસાના પતાસાં ખરીદી, તુલસી ક્યારે મૂકીને છોકરાઓને વહેંચ્યાં.

હેન્ડનોટ તૈયાર થઈ એટલે અમુલ્ય ચરણે મુકદ્દમો દાખલ કરવા ખાતર ફઇબા પાસેથી પચીસ રૂપિયા લીધા. ફઇબાએ ક્યાંકથી ઉધાર લાવીને આપ્યા. અમુલ્યે વીસ રૂપિયા સરકાર મહાશયને આપ્યા અને પાંચ રૂપિયા શરાબ માટે રાખ્યા. સરકાર મહાશય મુકદ્દમો દાખલ કરીને આવી ગયા.

ગોકુળના નામે સમન્સ નીકળ્યો. અમુલ્યચરણે સરકાર મહાશયને કહ્યું: “ આપ જાતે કલકતા જઇને સમન્સ બજાવી આવો. ”

સરકાર મહાશયે પટાવાળાને ચાર આના આપીને સમન્શનો કાગળ લઇ લીધો અને કાગળના ટૂકડે ટૂકડા કરી નદીમાં નાખી દીધા. ત્યાર પછી ત્રણ દિવસ સુધી સરકાર મહાશય પોતાના કોઈ ભાઈ બંધને ત્યાં રહ્યા અને ચોથે દિવસે ઘેર આવ્યા. અમુલ્ય પાસેથી કલકતા જવા આવવાના ખર્ચના ચાર રૂપિયા પણ સરકાર મહાશયે તરત માગી લીધા.

જે દિવસે મુકદ્દમાની તારીખ પડી હતી, એને આગલે દિવસે રાતના અમુલ્ય સરકાર મહાશયને મુકદ્દમાનું ખર્ચ આપવા ગયો. પણ સરકાર મહાશયે માથું ધૂણાવીને કહ્યું: “ અમુલ્ય, આ મુકદ્દમો હવે મારાથી નહિ ચલાવી શકાય, તું બીજો કોઈ વકિલ રાખી લે.”

"પણ એનું કશું કારણ તો હોવું જોઈએ ને?"

"કારણ શું કહું ભાઈ, મુકદ્દમામાં ધમાલ જાગી છે. મને ખાનગી ખબર મળ્યા છે કે, હેન્ડનોટ બનાવટી હોવાનું ન્યાયાધિશ જાણી ગયો છે."

અમુલ્ય ચરણના માથા પર જાણે આકાશ તૂટી પડ્યું. શુષ્ક સ્વરે તે બોલી ઊઠયોઃ "આપ આ શું કહો છો?"

સરકાર મહાશયે એક દીર્ઘ નિશ્વાસનો ત્યાગ કરીને ગંભીર સ્વરે કહ્યુંઃ "બીજું શું કહું. યોગેનબાબુએ જ આ બધી ધમાલ ઊભી કરી છે, યોગેનબાબુ કોર્ટમાં પોતાનો ચોપડો રજુ કરીને પુરવાર કરશે કે ગોકુળને જેલમાંથી છોડાવવા માટે પોતે રૂપિયા આપ્યા હતા, આ હેન્ડનોટ બનાવટી છે. યોગેનબાબુ પ્રતિષ્ઠા સંપન્ન વેપારી હોવાથી ન્યાયાધિશ એમની વાત પર વધુ ઈતબાર રાખશે."

અમુલ્ય ચરણ નરમ ઘેંસ જેવો થઈને બોલી ઊઠ્યોઃ "તો પછી હવે ઉપાય શું?"

મોઢું મરડીને સરકાર મહાશયે કહ્યુંઃ "મને તો એકપણ ઉપાય નથી દેખાતો. ન્યાયાધિશ ભારે કડક છે, એટલે ત્યાં કશું ચાલે એમ નથી. હેન્ડનોટ બનાવટી છે એમ પુરવાર થશે કે તરત પોલીસકેસ શરૂ થવાનો...આ કંઈ સામાન્ય ગુનો ન ગણાય સાત વર્ષની જેલ!"

અમુલ્ય ધ્રુજી ઊઠ્યો. એના લલાટપરથી પસીનો નીતરવા માંડ્યો. સરકાર મહાશયે કહ્યુંઃ "મનમાં કશું ન લાવીશ. ભાઈ, દોઢસો રૂપિયાના લોભમાં હું આવડી ઉંમરે શું જેલમાં જઉં? હરિ, હરિ, હરિ...હે દીનબંધુ...પાર ઉતારો દયામય!"

અમુલ્યચરણ જરા રોષથી બોલ્યોઃ "પણ મને વિપદમાં ફસાવીને આપ છટકી જાઓ, એ શું આપને શોભે છે? આપના કહેવા પ્રમાણે મેં આ સાહસ કર્યું છે,"

"મેં કહ્યું હતું એ સાચું પણ શું તું મારા કહેવાથી જ સાહસ

કરવા તૈયાર થયો હતો? તેં પણ પૈસાની લાલચે આ કામ કર્યું છે.”

અમુલ્યે કહ્યું: “પણ હું એકલો જેલમાં નહિ જાઉં આપને પણ આવવું પડશે. બનાવટી હેન્ડનોટ આપે કરી છે.”

સરકાર મહાશય ખડખડાટ હસી પડ્યા. હસતા હસતા બોલ્યા: “તું હજી નાદાન બાળક છે ભાઈ, આવાં કામ કરી કરીને તો મને ધોળાં આવ્યાં. શું મેં મારો રસ્તો રાખ્યા વગર કાર્ય કર્યું હશે? હું પણ બતાવી દઈશ કે હેન્ડનોટમાં મારો એક પણ અક્ષર લખેલો નથી.”

“એતો જોયું જશે.” કહીને અમુલ્ય એકદમ ચાલ્યો ગયો. નૃત્યકાલીએ પિતા પાસે આવીને કહ્યું: “બાપુ તમે તે આ બધું શું કરી રહ્યા છો?”

સરકાર મહાશયે હસીને કહ્યું: “કશું નથી મા, આ તો એક રમત છે.”

અમુલ્યે ઘેર આવીને ફઈબાને સઘળી વાત કહી. સાંભળીને ફઈબા રડી પડ્યાં, અને આક્ષેપ પ્રગટ કરતાં બોલી ઊઠયાં: “હાય, હાય! ગોકળાને આવા કરમ કરવાં ક્યાંથી સુઝયાં? અંતે શું મારા દૂધ પીતા બાળકને જેલમાં મોકલશે! હાય, કોઈ મોટો શત્રુ પણ આવી શત્રુતા ન બતાવે.”

ત્યારપછી ફઈબાએ ભગવાનને ઉદ્દેશીને કહ્યું: ““હે ભગવાન્ હે દિવસ–રાતના કર્તા, એનો વિચાર તમે કરજો. જે મારા અમુલ્યને જેલમાં મોકલવા ઇચ્છે એનું સત્યાનાશ કાઢજો! ભગવાન તમે મારા ધરમની લાજ સાચવજો!”

ફઈબાના કકળાટનો પાર ન રહ્યો.

પરંતુ અમુલ્યચરણ ભગવાન ઉપર ભરોસો રાખીને નિશ્ચિત

રહી શક્યો નહિ, ન્યાયાધિશનો નિર્ણય કેવો હશે અને શું થશે? એ પ્રશ્નો અમુલ્યના હૈયાને પીંખવા માંડ્યા.

અમુલ્યને ભોજનમાં રસ ન રહ્યો, નિંદ્રા ઓછી થઈ ગઈ. નાની વહુએ સ્વામીની મુંઝવણ જોઈને ધીરજ આપવા ખાતર કહ્યું: "જુઓ, આટલીબધી ચિંતા ન કરો, ચિંતા કરવાથી કશું વળશે નહિ. એના કરતાં મોટાભાઈ પાસે જાઓ, એ જરૂર તમને ક્ષમા આપશે."

ઘણા દિવસો પહેલાંની—જે દિવસે મોટાભાઈથી જૂદા થવાનું વિચાર્યું હતું. રાત્રિએ આવેલા સ્વપ્નની—વાત અમુલ્યને યાદ આવી એટલે નાની વહુની વાત યોગ્ય હોવા છતાં પણ તે ભાભીના પગમાં પડીને પોતાની હીણપત દર્શાવવા સંમત ન થયો. કોઈપણ રસ્તો કાઢવા માટે તે ફરીવાર સરકાર મહાશય પાસે ગયો. સરકાર મહાશયે એને જોતાંજ ભયભર્યા સ્વરે કહ્યું: "અરે અમુલ્ય, આ તું શું કરે છે, તારા નામનું તો વૉરંટ નીકળ્યું છે. આવા વખતે ઘરબહાર નીકળાય? જલ્દી ઘેર જા...ઘેર જા."

અમુલ્યચરણ થરથર ધ્રુજવા લાગ્યો. તેણે સરકાર મહાશયના બંને હાથ પકડીને ભયથી કંપતા સ્વરે કહ્યું: "સરકાર મહાશય, આપ મને કોઈપણ ઉપાયે બચાવો, હું આપનો ઉપકાર જીંદગી પર્યંત નહિ ભૂલું; જો આપ મારી સહાય નહિ કરોતો આપની સામેજ હું આત્મહત્યા કરીશ."

સરકાર મહાશયે અમુલ્યને બેસાડી, ગંભીર સ્વરે કહ્યું: "જો ભાઈ હવે મારા હાથની વાત નથી રહી, અત્યારે તો તને મારવો કે ઉગારવો એ ગોકુળના હાથમાં છે. એ જો માંડવાળ કરી નાખે તો બધી ઊપાધી ટળી જાય. તું એકવાર તારા ભાઈ પાસે જઈ આવને."

અમુલ્યે કહ્યું: "એ મારાથી નહિ બની શકે, એમની સામે ઊભા રહી શકાય એવું મારું મોઢું નથી. આપ પોતેજ વચ્ચે રહીને જે યોગ્ય લાગે તે કરી આપો."

ઘડીભર વિચાર કરીને સરકાર મહાશય બોલ્યાઃ "સારું પ્રયત્ન કરી જોઉં, પરિણામ શ્રીહરિને હાથ છે. તેપછી કલકત્તા જવાનું ખર્ચ મને આપી જજે. અને તું ખૂબ સાવધ થઈને રહેજે, હું પાછો ન આવું ત્યાંસુધી ઘરબહાર નીકળીશ નહિ"

કલકત્તા આવવા જવાનું ખર્ચ લઈને સરકાર મહાશય ત્રણ દિવસ ઘરમાં ને ઘરમાં છૂપાઈ રહ્યા. ત્યારપછી અમુલ્યને મળીને હતાશ ભાવે બોલ્યાઃ "અમુલ્ય, કશું પરિણામ ન આવ્યું."

નિરાશ વદને અમુલ્ય બોલ્યોઃ "કશું ન બન્યું?"

સરકાર મહાશયે કહ્યુંઃ "ન બનવા જેવું જ. કારણ, માંડવાળ કરવા જતાં ગોકુળ જે ચાહે છે, તે આપવું અસંભવ છે."

"શું ચાહે છે?"

"એના ભાગની જમિન, ઘર, વાડા વગેરે તેં રાખ્યા છે, એ બધું પાછું માગે છે."

જરા વિચાર કરીને અમુલ્ય બોલ્યોઃ "હું એ આપીશ."

આશ્ચર્યનો ભાવ દર્શાવતાં સરકાર મહાશયે કહ્યુંઃ "શું આપી દઈશ?"

અમુલ્યે દ્રઢ સ્વરે કહ્યુંઃ "હા, બધું પાછું આપી દઈશ એટલુંજ નહિ પણ તેઓ મારા ભાગની જમિન માગતા હોય તો પણ આપી દેવા તૈયાર છું. હું ગમે ત્યાં ભીખ માગીને પેટ ભરીશ, પણ જેલમાં જઈને મારાથી નહિ જીવી શકાય."

મૃદુ હાસ્ય સહિત સરકાર મહાશયે કહ્યુંઃ "સારું, ત્યારે તો સઘળું પતી જશે. ફઈબાના નામ પર અને તારા સંબંધીના નામ પર જે કંઈ તારા હાથમાં છે, તે તારે ગોકુળને રજીસ્ટર કરી આપવું પડશે. હું પાંચ દિવસનો સમય લેતો આવ્યો છું!"

અમુલ્યે ભયથી પ્રશ્ન કર્યોઃ "પણ રજીસ્ટર કરાવવા જતાં જો વોરંટ બજે તો?"

સહાસ્ય વદને સરકાર મહાશયે કહ્યુંઃ "એ ભય ન રાખીશ, એ બધી વ્યવસ્થા હું કરતો આવ્યો છું."

ત્યારપછી ફઈબા અને સંબંધીના નામ પર ચડેલી ઘર જમિન વગેરે મિલ્કતનો વેચાણ દસ્તાવેજ કરીને રજીસ્ટર કરાવી નાખ્યો, અને અમુલ્યે એ દસ્તાવેજો સરકાર મહાશયના હાથમાં મુક્યા. સરકાર મહાશયે કહ્યું: "હવે કશો ભયનથી, તોય હું પાછો ન આવું ત્યાંસુધી જરા સાવધ રહેજો."

અમુલ્ય ચાલ્યો ગયો.

સરકાર મહાશયે દસ્તાવેજો નૃત્યકાલીના હાથમાં મૂક્યા; અને દુઃખ સહિત કહ્યું : "દિકરી, તારા ખાતર આવડી ઉમ્મરે મારે વિશ્વાસઘાત કરવો પડ્યો છે."

નૃત્યકાલીએ કહ્યું:"આ વિશ્વાસઘાત નથી બાપુ, પાપનું પ્રાયશ્ચિત છે. નૃત્યકાલીએ વાતવાતમાં પિતા પાસેથી યોગેન્દ્રનાથનું ઠેકાણું જાણી લીધુ; અને થોડા દિવસો પછી પડોશની કેટલીક બહેનપણીઓ સાથે ગંગાસ્નાન નિમિત્તે તે કલકત્તા ગઈ.

# ૩૧

નૃત્યકાલીએ કલકત્તા આવીને પ્રથમ ગંગાસ્નાન કર્યું, ત્યાર પછી તે શોધતી શોધતી યોગેન્દ્રનાથના ઘેર ગઈ. પણ ત્યાંથી તેને સમાચાર મળ્યા કે, ગોકુળ પત્ની સાથે એક જૂદા મકાનમાં રહે છે. એક ચાકરને ગોકુળના રહેઠાણની ખબર હતી, નૃત્યકાલીએ એની પાસેથી ઠેકાણું લઈ લીધું.

પાર્વતીને થોડા દિવસ યોગેનબાબુને ત્યાં રાખી ગોકુળ નોકરી મેળવવા માટે પ્રયત્ન કરવા લાગ્યો. જો એણે ઇચ્છા રાખી હોત તો યોગેનબાબુના કારોબારમાંજ ઘણા મોટા પગારથી જગ્યા મળી શકત, પરંતુ મિત્રની આધિનતા નીચે નોકરી કરવાનું ગોકુળને યોગ્ય ન લાગ્યું, યોગેન્દ્રનાથે પણ ગોકુળનું હૃદય વાંચીને એ માટે વાત ન કહી. ગોકુળના અક્ષરો ઘણા સારા હતા, તેમ નામાઠામામાં તે કુશળ હતો એટલે કેટલાક દિવસના પ્રયત્ન પછી બડા બજાર પર આવેલી એક કાપડની દુકાને વીસ રૂપિયાના પગારે હિસાબી કામની નોકરી એને મળી ગઈ. ત્યારપછી ત્રણ રૂપિયા ભાડાની એક ખોલી રાખીને ગોકુળ પત્નીને લઈને ત્યાં રહેવા ગયો.

નાની ગલીમાં એક નાનું મકાન હતું. એ મકાનમાં એક રસોડું એક શયન માટે નાની ઓરડી અને ચારપાંચ ફુટની ઓસરી હતી. આ નવા મકાનમાં આવ્યા પછી કેટલાક દિવસો તો પાર્વતી માટે ભારે અસહ્ય થઈ પડયા, પણ ધીરેધીરે બધું થાળે પડી ગયું. વીસ

રૂપિયાના પગારમાં દાસી કે ચાકર રાખ્યો પાલવે તેમ નહોતું, એટલે સઘળું ઘરકામ પાર્વતીને કરવું પડતું. આથી પાર્વતીને જરાપણ કષ્ટ નહોતું, ઘરકામ કરવામાં એને આનંદ રહેતો. ગોકુળ વખતોવખત કહેતો: "પારૂ, તને ઘણું કષ્ટ પડે છે."

પાર્વતી જોર પુર્વક ઉત્તર આપતી: "ના, મને કોઈ પ્રકારનું કષ્ટ નથી."

ગોકુળ કહેતો: "હું જાણું છું, તું એ કબુલ નહિ કરે, પરંતુ હું નજરે જોઈ શકું છું."

પાર્વતી રોષથી ધમકીભર્યા સ્વરે બોલતી: "જુઓ, તમે આમ કરશો તો પરિણામ સારું નહિ આવે."

ગોકુળ વધુ કંઈ નહોતો બોલતો, માત્ર હળવું હસી લેતો. પાર્વતી રસોઇ કરીને સ્વામીને જમાડતી, પોતે જમતી, વાસણ માંજતી, પાણી ભરતી, ઘર ધોતી, કપડાં, શય્યા, સાફસુફી વગેરે બધું કામ તે કરી લેતી. આ બધા કાર્યમાં પાર્વતીની સ્વચ્છતા અને નિપુણતા જોઈને ગોકુળ આશ્ચર્ય પામતો. પત્નીનો પ્રેમ સેવા-યત્ન વગેરે જોઈને ગોકુળને થતું શું આ એ જ પાર્વતી છે! ગોકુળ સમજી શકયો, આટલા સમયના વિદ્રોહ પછી પાર્વતી સંધી કરવાનો પ્રયાસ કરી રહી છે. એના આ પ્રયત્નમાં ગોકુળ કશો અવરોધ કરતો નહોતો.

એક દિવસ ગોકુળે બે પત્રો પાર્વતીના હાથમાં મૂકયા. એક કાગળ હતો ગોકુળની માંદગીનો બનાવટી, બીજા પત્રમાં જતીને હોસ્પીટલમાંથી ઘેર આરોગ્ય પ્રાપ્ત કરવાના સમાચાર આપ્યા હતા. ગોકુળે કહ્યું: "છેલ્લો પત્ર યોગેને મેળવ્યો છે."

હસ્તાક્ષર જોઈને બંને કાગળોનો લખનાર એક જ માણસ છે, એ સમજતાં પાર્વતીને વિલંબ ન લાગ્યો. પાર્વતીએ બંને પત્રોના

ટૂકડે ટુકડા કરીને ફેંકી દીધા. ગોકુળ મૌન બેસી રહ્યો. પાર્વતી એની સામે આવીને મ્લાન વદને બોલી: "જતીનભાઈનું ચારિત્ર ઘણું સારું નહોતું, છતાં તે આવો પાપિષ્ઠ હશે, એવી મેં કલ્પના નહોતી કરી."

ગોકુળે કહ્યું: "માણસના મનની વાત તો દેવતાઓથી પણ અગોચર છે."

પાર્વતીએ થડકતા હૈયે પ્રશ્ન કર્યો: "મારા ઉપર શું તમને કંઈ અવિશ્વાસ થયો છે?"

ગોકુળે સહજ સ્વરે કહ્યું: "ના."

પાર્વતી મૌન થઈને ઉભી રહી. વિચારમાંને વિચારમાં તે એકદમ ગોકુળના ચરણમાં ઢળી પડી અને આવેગ ભર્યા સ્વરે બોલી: "હું આપના ચરણુ સ્પર્શ કરીને કહું છું કે હું અવિશ્વાસિની નથી. તમારા મંદવાડના સમાચાર વાંચીને હું જ્ઞાન શૂન્ય બની ગઈ હતી."

ગોકુળે પત્નીને બેઠી કરીને પ્રશાન્ત સ્વરે કહ્યું: "પારૂ, તું આ શું કરે છે? તું હજી પણ મને ન ઓળખી શકી? મારા મનમાં તારા પ્રત્યે કદી અવિશ્વાસ થયો નથી, થશે પણ નહિ."

પાર્વતી આંખ આડો છેડો રાખીને ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગી.

આટલા દિવસો પછી પાર્વતી સમજી શકી, નારી એ માત્ર નારી છે. એને ગર્વ, અભિમાન, રોષ એ બધું રમણીને ઉપયુક્ત હોવું જ ઉચિત છે. એ બધું અમર્યાદ બની જાય તો સ્હેજે નારી પોતાના નારીત્વથી ખસી પડે છે. આટલા સમય પછી પાર્વતીને સમજાયું કે, આ સહનશીલ માણસ સ્વામી તરીકે જરા પણ અયોગ્ય નથી. આ માણસે જો ક્રોધ અને અભિમાનનો આશ્રય લીધો હોત તો સંસારમાં કેવો મહાપ્રલય ઉભો થાત! પાર્વતી સમજી, ક્રોધ અને ક્ષમામાં કોનું મૂલ્ય વિશેષ છે.

વળી એક દિવસે ગોકુળે ઘેર આવીને કહ્યું: "પારૂ, તારા જતીનભાઈને એકવાર જોવા જવું છે?"

પાર્વતીએ ઘૃણાથી નાકનું ટેરવું ચડાવ્યું. ગોકુળે કહ્યું: "એ હજી સંપુર્ણ તંદુરસ્ત નથી થયો; તને મળવા માટે એને ભારે ઝંખના છે."

"ત્યાં મારે શા માટે જવું જોઈએ?"

"જવામાં શો બાદ? યોગેને એને સ્વતંત્ર ખંડમાં રખાવ્યો છે. યોગેનની પત્ની પણ તારી સાથે આવશે."

અનિચ્છા છતાં પાર્વતી સંમત થઈ અને બીજે દિવસે અનિલા સાથે હોસ્પીટલમાં ઉપસ્થિત થઈ.

પાર્વતીને જોઈ જતીન રડી ઉઠચો, અને રડતા હ્રદયે ક્ષમા યાચવા લાગ્યો. પાર્વતીએ કહ્યું: "તમે ક્ષમાના અધિકારી નથી, છતાં હું ક્ષમા આપવા બંધાયેલી છું. કારણ, નારી ક્ષમા ન આપી શકે એ બધા કરતાં મોટું પાપ છે. હું તમને હ્રદયથી ક્ષમા આપું છું. પરંતુ મારી વિનતિ છે કે તમે હવે આ બધા નબળા ખ્યાલો છોડીને સંસારી બનો."

જતીને કહ્યું: "તારી સામે પ્રતિજ્ઞા કરું છું પારૂ, હવેથી હું માણસ થવાનો પ્રયત્ન કરીશ."

"તમારી સ્રીને પણ ઘેર લાવજો."

"લાવીશ, જો મને એ ક્ષમા આપશે તો..."

પાર્વતીએ હસીને કહ્યું: "એની ક્ષમા તમારા માટે અપ્રાપ્ય નહિ બને જતીનભાઈ. એ એક નારી છે; તમે મહાપાપી, ભયંકર વિશ્વાસઘાતક કે પ્રબળ શત્રુ હશો તો પણ એ તમને હસતા હસતા ક્ષમા આપી શકશે."

અનિલા દાંત વચ્ચે ઓઠ દબાવીને બારી પાસે ચાલી ગઈ.

વિદાય લેતી વખતે પાર્વતીએ રઘુની મા માટે પુછ્યું, ત્યારે જતીને કહ્યું: "રઘુની માને મેં એ જ દિવસે ચાલાકીથી દેશ તરફ મોકલી દીધી હતી."

# ૩૨

"ઘરમાં કોઈ છે કે ?"

બપોરનો સમય હતો. ભોજન સમાપ્ત કર્યા પછી વાસણ વગેરે માંજીને પાર્વતી એક પુસ્તક હાથમાં લઈને નીરાંતે બેઠી હતી. હજી તેણે પુસ્તકનું પહેલું પૃષ્ઠ પણ પુરું વાંચ્યું નહોતું, ત્યાં બહારની સાંકળ ખખડી અને ઉપરોક્ત અવાજ આવ્યો.

પાર્વતીએ એકદમ ઉઠીને ભાંગ્યા તૂટ્યા કમાડની તીરાડમાંથી બહાર દૃષ્ટિ કરી. નૃત્યકાલીએ સહાસ્ય વદને કહ્યું: "કમાડ ઉઘાડો, કોઈ ચોરડાકુ નથી...એક સ્ત્રી મળવા આવી છે."

પાર્વતીએ કમાડ ખોલ્યું.

નૃત્યકાલી ઘરમાં દાખલ થઈ. પાર્વતીએ પુનઃ કમાડ અટકાવીને નૃત્યકાલીને ઓસરીમાં માનપુર્વક બેઠક આપી. નૃત્યકાલીએ પ્રશ્ન કર્યો: "એ ક્યાં ગયા છે ?"

"બાબુ કામ પર ગયા છે."

નૃત્યકાલીએ તીવ્ર વિદ્રુપ ભર્યા સ્વરે કહ્યું: "બાબુ વળી કોણ ? ગોકુળ ઠાકુર કલકત્તામાં હજી પુરા ત્રણ મહિના રહ્યા નથી, ત્યાં બાબુ થઈ ગયા કે ? બેન, તેં તો મને અવાક્ કરી મૂકી..."

નૃત્યકાલી હસવા માંડી. પાર્વતીએ વિરક્તિનો ભાવ વ્યક્ત કર્યો. નૃત્યકાલીએ પુછ્યું: "ઠાકુર મહાશયના ગૃહિણી તમે જ છોને ?"

પાર્વતી નીચી દૃષ્ટિ રાખીને ઉભી રહી. નૃત્યકાલીએ ચારે તરફ નજર ફેરવીને કહ્યું: "અરે, આતે કંઈ ઘર છે ? દોઢ હાથનો ઓરડો ને એક હાથની ઓસરી, ભેજનો તો પાર નથી. તમે અહિં રહો છો કેવી રીતે ?"

ગંભીર વિરક્તિ સૂચક સ્વરે પાર્વતી બોલી: "શું કરીએ કહો, સારું મકાન ક્યાંથી મળે ?"

"કલકત્તા જેવા શહેરમાં શું મકાનોનો તોટો છે ? પૈસા ખરચે તો ઈન્દ્રભૂવન પણ મળી શકે."

પાર્વતીએ કશો ઉત્તર ન આપ્યો. નૃત્યે કહ્યું: "દેશમાં તમારાં મજાના મકાન છે, એ છોડીને આવા ગંદવાડમાં રહેવા આવ્યાં ?"

"બેન, નશીબમાં આવું લખ્યું હોય તે શું થાય ?"

"પણ તમે નીચે તો બેસો..."

પાર્વતી લજ્જીતભાવે નીચે બેઠી.

સામાન્ય વાતો કર્યા પછી નૃત્યકાલીએ કહ્યું: "બેન, બહુ દુર્ગંધ આવે છે. આવા ઘરમાં રહેવાની મને તો ટેવ જ નથી."

પાર્વતીએ માત્ર 'હં' કહ્યું.

નૃત્યકાલીએ કહ્યું: "તમારા ઘરમાં પાન છે કે નહિ ? એક પાન આપો તો."

પાન બનાવીને પાર્વતીએ આપ્યું. નૃત્યકાલીએ પાન ચાવતાં ચાવતાં કહ્યું: "ઠાકુર મહાશય ક્યારે ઘેર આવશે ?"

"રાતના આઠ વાગે..."

"બહુ મોડા ?"

"શહેરમાં તો એવું જ રહ્યું."

નૃત્યકાલીએ જરા વિચારમાં પડીને કહ્યું: ત્યારે તો મારાથી ત્યાં સુધી નહિ રોકાઈ શકાય. એકલી આવી છું, રાતે જઉં તો પાછી ભૂલી પડુંને ?"

પાર્વતીએ મનમાં ક્યારથી ઘોળાઈ રહેલો પ્રશ્ન પુછ્યો: "આપનું મકાન ક્યાં આવ્યું ?"

"મકાન ? મકાન ઘણે દૂર છે. વાંકડોર પાસે, વર્ધમાન જીલ્લામાં. ઠાકુર મહાશય સાથે મારે જૂનો પરિચય છે. હું એમને ગુરુજી કહું છું. ગુરુજી સરસ માણુસ છે, ખરુંને ?"

પાર્વતી મૃદુ હસી. નૃત્ય બોલી: "ભારે ચમત્કારિક માણસ છે. એક ગાલ પર તમાચો માર્યો હોય, તો બીજો ગાલ બતાવે. આવા માણસો પણ હોય છે ને!"

પાર્વતી નીરવભાવે આ પ્રગલ્ભ રમણીની વાણી સાંભળવા લાગી, નૃત્યકાલીએ કંઈક વિચારીને કહ્યું: "ત્યારે તો મળવાનું નહિ બને!"

પાર્વતીએ પ્રશ્ન કર્યો: "મળવાની ખાસ આવશ્યકતા છે?"

નૃત્ય બોલી: "એવી ખાસ આવશ્યકતા તો નથી. પણ મળી શકાયું હોત તો સારું થાત, બે વાતો કહી શકત. હશે, તમે આ બંને કાગળો......"

વસ્ત્રોમાંથી બંને દસ્તાવેજ કાઢી, નૃત્યકાલીએ પાર્વતીના હાથમાં મૂકતાં કહ્યુ: "આ બંને કાગળો એમને આપજો. ભૂલશો નહિ, ખૂબ જરૂરી કાગળો છે. ખોવાઈ ન જાય એ સંભાળજો."

"સારું." કહીને પાર્વતી મૃદુ હસી. નૃત્ય બોલી: "ત્યારે હું હવે જઈશ. મોડું થશે તો......"

"પરંતુ આપનું નામ તો આપે કહ્યું નહિ..."

"નામ? નામની શી જરૂર છે?"

"પણ મને પૂછે તો?"

'હં......તો કહેજો કે નિતુ આવી હતી.

પાર્વતી ધ્રૂજી ઉઠી. એનાથી બોલાઈ જવાયું:—"નિતુ...!"

હળવા હાસ્ય સાથે નૃત્યકાલી બોલી: "હા, નિતુ. મારું પૂરું નામ નૃત્યકાલી છે. ગોકુળ ઠાકુર મને નિતુ કહીને બોલાવે છે. લોકો મને નૃત્ય કહે છે."

પાર્વતી ભ્રાંતિ વિહ્વલ નજરે એના સામે જોઈ રહી.

નૃત્ય બોલી: "ત્યારે તો તમે પણ મારું નામ સાંભળ્યું હોય એમ લાગે છે! શું ઠાકુર મહાશયે કહ્યું હતું?"

પાર્વતીએ કહ્યું: "ના..."

હસતાં હસતાં નૃત્યકાલી બોલી: "તમે ગમે તેના મોઢેથી સાંભળ્યું હોય, એની મારે જરૂર નથી. આ બંને કાગળો દેવા તમે ભૂલી જશો નહિ."

નૃત્યકાલી ઉઠીને ધીરે ધીરે દરવાજા તરફ ગઈ. દરવાજા પાસે પહોંચ્યા પછી એકાએક પાછી ફરીને ઉભી રહી; બોલી: "ઠીક યાદ આવ્યું, ઠાકુર મહાશયને કહેજો, તેઓ મને પ્રપંચ કરવાની મના કરી ગયા હતા. પણ હું તો કમભાગી સ્ત્રી રહી, સ્વભાવ તો મૃત્યુ સાથે જ જાય છે; એટલે એમની આજ્ઞા પાળી શકી નથી. પ્રપંચ કરવા ખાતર કદાચ મારે નરકમાં જવાનું થશે, તો એનો મને ભય નથી. તમે ઠાકુર મહાશયને ખાસ કહેજો કે દેશમાં પાછા આવે. બાપદાદાના ઘર આવા નરક જેવાં નથી. સમજ્યાં?"

ઉત્તરની રાહ જોયા વગર દ્વાર ખોલીને નૃત્યકાલી બહાર નીકળી ગઈ. પાર્વતી સ્તબ્ધ-નિષ્પંદ ભાવે દ્વાર તરફ જોતી ઉભી રહી

રાતે ગોકુળ ઘેર આવ્યો ત્યારે પાર્વતીએ બંને દસ્તાવેજો એના હાથમાં મૂક્યા. ગોકુળ એ વાંચીને વિસ્મયથી સ્તબ્ધ બની ગયો. થોડીવાર પછી તેણે પ્રશ્ન કર્યો: "કોણ આપી ગયું?"

"નિતુ..."

વિશેષ વિસ્મિત થતાં ગોકુળ બોલ્યો: "નિતુ!"

"હા. હા, નૃત્યકાલી, તમારી નિતુ."

પાર્વતી ફીકકું હસી. ગોકુળ આશ્ચર્ય ભર્યા ભાવે પાર્વતીના ચહેરા સામે જોઈ રહ્યો. પાર્વતીએ સહાસ્ય વદને કહ્યું: "શું ઓળખી શકયા નહિ?"

ગંભીર સ્વરે ગોકુળ બોલ્યો: "ઓળખું છું. શું કહેતી ગઈ?"

પાર્વતીએ કહ્યું: "એ કહી ગઈ, તમે એને પ્રપંચ કરવાની મના કરી હતી. પણ સ્ત્રી સ્વભાવ રહ્યો એટલે તમારી આજ્ઞા પાળી શકી નહિ; ફરી વાર પ્રપંચ કર્યો છે. તમારા ખાતર પ્રપંચ કરીને એ નર્કમાં જવા પણ રાજી છે."

"હં..." કહીને ગોકુળે ધરતી સામે દૃષ્ટિ કરી.

પાર્વતીએ કહ્યું: "એ તમને ઘેર પાછા ફરવાનો અનુરોધ કરી ગઈ છે."

ગોકુળે કશો ઉત્તર ન આપ્યો.

પાર્વતીએ પ્રશ્ન કર્યો: "જશો?"

મોઢું ઉંચું કર્યા વગર ગોકુળ બોલ્યો: "જઈશ."

"બંને કાગળો શેના છે?"

"દસ્તાવેજ છે."

"દસ્તાવેજ?"

"હા. ફઈબાના નામ પર મેં જે સંપત્તિ લખી આપી હતી, તે ફઈબાએ ફરીથી મારા નામ પર ચડાવી દીધી છે. અને અમુલ્યે કોઈ મિત્રનાં નામથી મારું ઘર લઈ લીધું હતું, તે પાછું આપ્યું છે."

"એકાએક આમ પાછું આપવાનું કારણ શું?"

"એ કારણ મારાથી નથી સમજી શકાતું. અહિં જ નિતુની ચાલાકી છે."

"પણ તમારા ખાતર નિતુ આટલું બધું શા માટે કરે?"

ગંભીર હાસ્ય સાથે ગોકુળ બોલ્યો: "તું વિશ્વાસ કરીશ કે નહિ એ હું નથી જાણતો, પરંતુ નિતુ મારા ખાતર હસતાં હસતાં મોતને પણ ભેટી શકે છે."

પાર્વતીનો ચહેરો અષાઢના મેઘ જેવો ગંભીર બની ગયો. ગોકુળે એ જોઈને કહ્યું: "પરંતુ દુઃખનો વિષય છે પારૂ, એના દાનનું એક રત્તી પ્રતિદાન હું આપી શક્યો નથી."

પાર્વતી તીક્ષ્ણ નજરે સ્વામીના વદન સામે જોઈ રહી. ગોકુળે કહ્યું: "હું વાત કહું તો વિશ્વાસ કરીશ?"

"હા."

ત્યારપછી ગોકુળે બાલ્યકાળથી આજસુધીનો નિતુના પ્રેમનો ઈતિહાસ ધીરે ધીરે કહ્યો. સાંભળતાં સાંભળતાં પાર્વતીનું દ્વેષથી કઠોર બનેલું વદન સહાનુભૂતિની વેદનાથી કોમળ થવા માંડ્યું. આખી ઘટના વર્ણવીને ગોકુળે સ્થિર નજરે પત્નીના ચહેરા સામે જોઈ પ્રશ્ન કર્યો: " કહે, તારા મનમાં શું થાય છે ?"

પાર્વતી આર્દ્રસ્વરે બોલી: " નિતુ બહેન માટે દુઃખ થાય છે."

" સાચું છે પારૂ, નિતુના અંતરની વ્યથા અપાર છે." કહીને ગોકુળે એક દીર્ઘ નિશ્વાસનો ત્યાગ કર્યો.

પાર્વતી શ્રદ્ધાભરી નજરે સ્વામીના ભવ્ય વદન સામે જોઈ રહી.

ગોકુળે બંને દસ્તાવેજો પાર્વતીને સાચવીને મૂકી રાખવા જણાવ્યું પાર્વતીએ સ્વામીના હાથમાંથી દસ્તાવેજ લઈને પ્રશ્ન કર્યો: " ત્યારે આપણે જઈશું ?"

" તારો શું વિચાર છે ?" ગોકુળે પત્ની સામે દૃષ્ટિ કરી.

નીચું જોઈને પાર્વતી બોલી: " હું તો કહું છું, જવું એ સારૂં છે."

ગોકુળ બેઠો બેઠો વિચારવા લાગ્યો; ત્યારપછી એક દીર્ઘ નિશ્વાસ નાખીને બોલ્યો: " સારૂં છે, એ તો હું પણ જાણું છું પારૂ, પરંતુ છેવટે......"

પાર્વતી બોલી: " પ્રપંચનો આશ્રય લેવો, એમજ કહેવા માગો છો ને ?"

માથું નમાવીને ગોકુળ બોલ્યો: " તારૂં અનુમાન સાચું છે."

" પરંતુ આ બાબતમાં પ્રપંચ ક્યાં છે ? તમે તમારી સંપત્તિ બચાવવા માટે લખી આપી હતી, વહેંચી તો નહોતી."

ગોકુળે કહ્યું: " અમુલ્યે બસો રૂપિયા આપીને આપણું ઘર ખરીદ્યું હતું."

" એ રૂપિયા એમને આપશો એટલે પતી જશે."

ગોકુળે સહાસ્ય નજરે પાર્વતીના ચહેરા સામે જોયું. એ દૃષ્ટિનો એવો અર્થ હતો કે બસો રૂપિયા ભરી દેવાની શક્તિ હોત તો અહિં આવત શા માટે? પાર્વતી આ અર્થ સમજી ગઈ. તે ધીરે ધીરે બોલીઃ "હું જો કોઈપણ રીતે એ પૈસા આપી શકું તો?"

ગોકુળે કશો ઉત્તર ન આપ્યો. પાર્વતી વ્યસ્ત ભાવે બોલીઃ "તમે એમ માનજો કે મેં તમને ઉછીના આપ્યા છે."

આ વખતે ગોકુળ હસ્યો. હસીને બોલ્યોઃ "તારી પાસેથી હું પૈસા લઉં એ ઉછીના ન કહેવાય પારૂ."

"ત્યારે શું કહેવાય?"

"મારી વસ્તુ હું પાછી લઉં એને શું કહેવાય, એ હું જાણતો નથી."

પાર્વતીના નયને વદને આનંદનો પ્રકાશ ખીલી ઊઠ્યો. તેણે સ્વામીના વદન પર ગર્વ પ્રફુલ્લ કટાક્ષ કરીને કહ્યુંઃ "હું જાણું છું, કહું?"

"શું?"

"પ્રેમ."

ગોકુળના વદન પર વિસ્મય અને આનંદની વિજળી ચમકી ગઈ. પાર્વતી વિદ્યુત વેગે સ્વામી પાસેથી ચાલી ગઈ.

પાર્વતીએ અન્નદાને પત્ર લખ્યોઃ "બહેન, અંતે તમારો અભિશાપ ફળ્યો છે; મને લાગે છે કે સાંભળીને તમને આશ્ચર્ય થશે, મારા ગર્વનો નાશ થયો છે. હવે સમજી છું, નારી માટે ગર્વ કહો કે અભિમાન કહો, એની એક મર્યાદા છે. એ મર્યાદા વટાવી જાય તો નારી પોતાના ગૌરવભર્યા સિંહાસનથી નીચે પડે છે. હું પણ

પડતાં પડતાં બચી ગઈ છું. સ્વામી અને સ્ત્રી એ બંનેનું ક્યાં કોનું સ્થાન છે એ હું સમજી ગઈ છું તો પણ તમારા ભાઈ મારી સામે અણઉકેલ જ રહ્યા છે. તમે એકવાર આવશો નહિ કે? યુદ્ધ જોઈને ગયાં હતાં, સંધી જોવા તમારે હવે આવવું જોઈએ. તો પણ આ પ્રસંગમાં મારો જ વિજય થયો છે, એ તમે તો નહિ સ્વીકારો, પણ તમારા ભાઈ સ્વીકારે છે. સાચું કે ખોટું એ એમના મોઢેથી જ સાંભળી જાઓ. અમે અત્યારે કલકત્તામાં છીએ. જેમ બને તેમ વહેલા દેશમાં જઈશું. અમે આવીએ એ પહેલાં તમે જરૂર આવી ગયા હશો. મારા સોગંદ છે."

ઉત્તરમાં અન્નદાએ લખ્યું: "ભાભી, શું હું ફરીવાર નહિ આવું? હું નહિ આવું તો તમારા ગાલ પર ટાપલી કોણ મારશે? તમારું અક્કડ માથું મારા ભાઈના પગમાં કેવી રીતે નમી પડ્યું છે, એ હું નહિ જોઉં તો કોણ જોશે? તમે ક્યારે દેશમાં જશો, એ લખી જણાવજો. તમે ત્યાં પહોંચશો કે તરત હું આવી પહોંચીશ. તમારો પત્ર વાંચીને મને જરાપણ આશ્ચર્ય થયું નથી. હું તો જાણતી હતી કે આવું બનશે જ બનશે. મેં એ કહ્યું પણ હતું. મારા ભાઈ તમારી સામે ભલે અણઉકેલ રહ્યા, મને અણઉકેલ ન હતા. અનુ જે કહે તે સાચું જ પડે છે."

એવું અનેક વખત બને છે, સંસારમાં જે કંઈ સત્ય, જે કંઈ સ્વાભાવિક, તે જાણી શકવા ઉપર જ જીવનની સઘળી સાર્થકતા અવલંબેલી હોય છે. એટલા માટે જ માણસ સંદેહના પડદા પાછળ છૂપાયેલા સત્યને બહાર કાઢવા માટે તલસતો હોય છે. પરંતુ એ સત્ય જ્યારે ભ્રમના આવરણને ચીરીને રૂદ્રરૂપે પ્રગટ થાય છે, ત્યારે મન પોકારી ઊઠે છે, હાય, આ સત્ય ચિરદિન મિથ્યા બનીને શા માટે ન રહ્યું? શા માટે સંદેહના તિમિર પટ પાછળ સદાના માટે ડૂબેલું ન રહ્યું? જીવનની આશા, આકાંક્ષા, સુખ, શાન્તિ સઘળું ગુમાવીને આ સત્ય લઈને હું શું કરું? માણસ ત્યારે સત્યની પ્રકાશ ભરી રેખાને વિસ્મૃતિની ફુંક વડે ભૂંસી નાખી અસત્યના ધૂમ્રગર્ભમાં પોતાની હસ્તી ડૂબાડી દેવા આકળો બને છે.

અનિલા અનંત પ્રયત્ન પછી પણ આમ ન કરી શકી જે પ્રકાશ એકવાર પ્રજળ્યો હતો તે ઓલવાયો નહિ. ત્યારે તેણે પ્રત્યેક આઘાતની ઉપેક્ષા કરીને બળપૂર્વક પોતાની જાતને અનાહત માફક ખડી રાખવાની ઈચ્છા કરી, પરંતુ એમાં એને સફળતા ન મળી. એના પ્રત્યેક વ્યર્થ પ્રયત્નો વચ્ચે અંતરનો આર્ત ચિત્કાર જાગૃત થતો અને અનિલાને વધુ આકુળ બનાવી દેતો. હાય, અભિમાનથી અધીર બનીને પ્રાણ સાથે રમત કરવા એ શા માટે ગઈ હતી!

યોગેન્દ્રનાથ પણ સ્ત્રીની મનોવેદના સમજી શક્યા નહોતા, એમ નહોતું. અપમાનની વ્યથા દબાવી રાખીને ગોકુળ અને તેની સ્ત્રી પ્રત્યે વધારે પડતો આદર દર્શાવવામાં જ અનિલાની માનસિક

વેદના, યોગેન્દ્રનાથની આંખમાં પકડાઈ ગઈ હતી. માણસ પછાટ ખાધા છતાં પણ શુષ્ક હાસ્ય દ્વારા જેવી રીતે એ પછાટની વેદના છૂપાવવાનો પ્રયત્ન કરે છે, તેવી રીતે અનિલાનો પ્રયત્ન આ સ્વાભાવિકતાથી જરાપણ જૂદો નહોતો, એ યોગેન્દ્રનાથ બરાબર સમજી શકયા હતા. સમજીને હળવી વ્યથાનો અનુભવ કર્યો. પરંતુ જે પ્રવાસ છૂટી ગયું છે, એને પાછું વાળી શકાય એમ નથી.

જે કંઈ દિવસો પાર્વતી ત્યાં રહી, તે દિવસોમાં અનિલાએ એના પ્રત્યે એટલો બધો આદરભાવ રાખ્યો કે પાર્વતી ખરેખર મુગ્ધ બની ગઈ. એક શ્રીમંત માબાપની પુત્રી, આધુનિક સમાજની શિક્ષિત મહિલા, આ પ્રમાણે એક દરિદ્ર ઘરની સ્ત્રી પ્રત્યે આટલો યત્ન, સમભાવ અને આદર બતાવી શકે છે, એ જોયા પછી પાર્વતી આશ્ચર્ય પામ્યા વગર ન રહી શકી. પારૂનું અભિમાનથી ઉન્નત બનેલું મસ્તક આ સ્થળેથી જ કંઈક નમતાં શીખ્યું હતું.

ગોકુળને એકાદ સારી નોકરી મળે એ માટે અનિલાએ સ્વામીને અનુરોધ કર્યો હતો, પરંતુ યોગેન્દ્રનાથે એ માટે કોઈ પ્રયત્ન નહોતો કર્યો. ગોકુળે જાતે નોકરી શોધી લીધી, પરંતુ અંદરખાને યોગેન્દ્રનાથનો ગુપ્ત પ્રયત્ન હતો, એ કોઈ જાણી શક્યું નહોતું.

નોકરી મળ્યા પછી ગોકુળ પાર્વતીને લઈને જૂદા મકાનમાં રહેવા ચાલ્યો ગયો. અનિલા તથા યોગેન્દ્રનાથ બંને પોતાના હૃદયની વેદના દબાવી રાખીને સંધિ સ્થાપનનો સુયોગ શોધી રહ્યાં. બંનેના હૃદયમાં અનુતાપની જ્વાળા ચેતી હતી, પરંતુ કોઈ એ આગ પર પાણી છાંટી શકતું નહિ, માત્ર મૌનભાવે દાહ-યંત્રણા સહન કરી રહ્યાં હતાં.

આવી પરિસ્થિતિ વચ્ચે એક દિવસે ગોકુળે આવીને પોતાની સઘળી વાત યોગેનને કહી. સાંભળીને યોગેન્દ્રનાથે કહ્યું: "ગોકુળ, હું તને ઓળખું છું, તું વિશુદ્ધ જૂનવાણી બ્રાહ્મણ છે, દાન ગ્રહણ

કરવું એ તારા સ્વભાવથી વિરુદ્ધ છે. પણ મેં જોયું, મુશ્કેલીમાં મુકાયા પછી તારો સ્વભાવ નષ્ટ થઈ ગયો."

ગોકુળે કહ્યું: "સ્વભાવ નષ્ટ નથી થયો યોગેન, સ્વભાવની એક ભૂલનું સંશોધન થયું છે. સંસારને માત્ર આપવાથી જ નથી ચાલતું, એની પાસેથી કંઈક કંઈક લેવું પણ જોઈએ, એ છે પ્રકૃતિનો નિયમ. એ નિયમ વિરુદ્ધ વર્તવા જતાં પ્રકૃતિ એવો ભયાનક બદલો લે છે કે જેથી સંસાર પરાયો બની જાય છે."

હળવું હસીને યોગેન્દ્રનાથે કહ્યું: "આ પણ સાથે"

ગોકુળ હસ્યો.

યોગેન્દ્રનાથે કહ્યું: "ગોકુળ, અંતે તારે ઋણી થવું પડયું ને?"

ગોકુળે હસીને કહ્યું: "એ કંઈ દોષની વાત નથી યોગેન, જેની સાથે જેટલો નિકટ સંબંધ હોય, તેને વધુ નજીક રાખવા એ જ યોગ્ય છે, દૂર રાખીએ છીએ ત્યારે જ વિપદનો સંભવ રહે છે."

યોગેન્દ્રનાથ વિચારમાં પડયા. ગોકુળ બોલ્યો: "માણસના મનમાં અહંકાર નામની જે વસ્તુ છે, એ ઘણી ભયંકર છે. હું સહુને આપીશ, પણ અન્ય કોઈ પાસેથી લઈશ નહિ કે દયા નહિ ઈચ્છું, એ અહંકાર જ માણસને માણસથી વધારે દૂર રાખે છે. આ અહંકારનો ત્યાગ કર્યા વગર મિલનના સુખનો અનુભવ થઇ શકતો નથી."

યોગેન્દ્રનાથે ટેબલના ખાનામાંથી ગોકુળે આપેલી હેન્ડનોટ બહાર કાઢી, અને ગોકુળના હાથમાં મૂકીને કહ્યું: "આ વસ્તુ પણ આપણા મિલન વચ્ચે અંતરાય જેવી પડી છે."

ગોકુળે હેન્ડનોટના ટૂકડે ટૂકડા કરીને ફેંકી દીધા. કહ્યું: "ભૂલ જ્યારે થાય છે, ત્યારે એક સાથે અનેક ભૂલો થાય છે યોગેન, નહિ તો તારી સામે પણ ઋણ સ્વીકાર કરતાં સંકોચ શા માટે રાખું?"

યોગેન્દ્રનાથે કશો ઉત્તર ન આપ્યો. ગોકુળ કહેવા લાગ્યો: "અત્યારે તારી પાસે અને તારી પત્ની પાસે મારા ઋણની માત્રા

એટલી બધી વધી ગઈ છે કે, એનો બદલો વાળવો એ મારી શક્તિ બહારની વાત છે. અને જો આ સામાન્ય રૂપિયા પાછા આપીને હું કંઈક ઋણુ વાળવાનો પ્રયત્ન કરું તો, એ મારી મુર્ખતા નહિ પણુ ભારે અકૃતજ્ઞતા ગણુાય."

યોગેન્દ્રનાથના ઓઠ પર મૃદુહાસ્યની રેખા તરી વળી.

દ્વાર પાસે ઉભી રહેલી અનિલા બોલીઃ "પણુ ગોકુલભાઈ, આપના મિત્રે જેટલી સ્હેલાઇથી આપને ઋણુમાંથી મુક્ત કર્યા છે, એટલી સ્હેલાઈથી હું આપને મુક્ત નહિ કરી શકું."

ગોકુળે ચમકીને પાછળ મોઢું ફેરવી કહ્યું: "લ્યો, આપ પણુ એક મોટી ભૂલ કરી બેઠા લાગો છો. હું ઋણુમાંથી મુક્ત થવા ચાહતો નથી, ઋણી રહેવાજ ઇચ્છું છું. શા માટે નહિ, જગતમાં ઋણુ સ્વીકાર એ જ મિલનનો માર્ગ છે, અને આપ મુકત કરવાનો ઈરાદો રાખી રહ્યા છો, એ જ મિલનનો અંતરાય છે."

મૃદુ હસીને અનિલા બોલી: "તો પછી આપને ઋણી રહેવામાં કશો બાદતો નથી ને?"

ગોકુળે કહ્યુંઃ "મને કશો બાદ નથી, એ તો આપે પ્રત્યક્ષ જોયું. તો પણુ..."

ગોકુળના સ્વરમાં સંકોચનો ભાવ જાગી ઉઠયો. અનિલા બોલીઃ "ભય ન રાખશો ગોકુળભાઇ, બ્રાહ્મણુને જમાડીને પુણ્ય મેળવવા જતાં આપના ધર્મને આઘાત લગાડીશ, એવી હું સ્વાર્થી નથી."

શબ્દો પાછળ શ્લેષ હતો એ ગોકુળ સમજી ગયો અને શરમાયો ત્યાર પછી વધુ વાતો ન કરતાં તેણે વિદાય લીધી.

ગોકુળના ગયા પછી યોગેન્દ્રનાથ એક જૂનું વર્તમાન પત્ર હાથમાં લઈને જોવા લાગ્યા, અનિલા બારી પાસે જઇને ઉભી રહી, બંને નીરવ હતાં. બંનેના પ્રાણુમાંથી ઢગલાબંધ વાતો ગળા સુધી આવી ગઇ હતી, પરંતુ મોઢામાંથી બહાર નહોતી નીકળતી. વરંડાહમાં

ગોઠવેલાં ફુલ છોડમાંથી તાજાં ખીલેલાં ફુલોની સૌરભ વાયુ સાથે આવી રહી હતી, બારીવાટે દેખાતી સડક પર દ્રષ્ટિ રાખીને અનિલા તીવ્ર વ્યથા વચ્ચે મૌન ઉભી રહી હતી.

એકાએક યોગેન્દ્રનાથે કહ્યુંઃ “ અનિલા ! ”

અનિલાએ ભય ભર્યા ભાવે પાછળ ફરીને જોયું, તો સ્વામી બાજુમાં જ ઉભા હતા. અનિલાએ દ્રષ્ટિ નીચી કરી. યોગેન્દ્રનાથે કહ્યુંઃ “તારા મનમાં એમ છે કે પુરુષ જાતિ ઘણી નિષ્ઠુર...”

વચ્ચે જ અનિલા બોલી ઉઠીઃ “ અને તમે એમ માનો છો કે ક્ષમા પુરુષોનો જ એક ગુણ છે. પરંતુ તમે કહો એ પહેલાં જ હું તમને ક્ષમા આપી શકું છું. ”

અનિલાએ સ્વામીના વદનપર તિરસ્કારભરી દ્રષ્ટિ કરી. સ્ત્રીનો હાથ પકડીને યોગેન્દ્રનાથે હસીને કહ્યું: “ એ તારી ગેરસમજ છે. અનિલા. હું સમજું છું કે ક્ષમા એ સ્ત્રીઓનોજ ધર્મ છે. ”

અનિલાના નયનોમાંથી આંસુ ટપકી પડયાં. વાયુના એક હિલ્લોળ સાથે તાજા ફુલોની સૌરભ વાતાવરણમાં રમવા માંડી.

ફૂઈબાએ પ્રશ્ન કર્યો: "આજે શું થશે અમુલ્ય ?"

વિરક્ત ભાવે અમુલ્યે ઉત્તર આપ્યો: "તમારું શ્રાદ્ધ."

ફૂઈબાએ આક્ષેપ ભર્યા સ્વરે કહ્યુ: "મારું શ્રાદ્ધ આવે તો તો ઘણુ સારું ! પણ યમની નજર મારા પર ક્યાં પડે છે ? યમની દયા હોત તો તારી ગાળો ખાવા હું અહિં ન પડી રહેત."

"એ તમારા કરમનું ફળ છે."

દુ:ખભર્યા સ્વરે ફૂઈબા બોલ્યા: "વાંક મારા કરમનો જ છે. જેના ખાતર ચોરી કરું, એ જ મને ચોર કહે છે. હું તારા ઉપર મરી રહી છું."

અમુલ્યે કહ્યું: "તમે મરી ગયાં હોત તો મારા માથે સત્યાનાશ ન વરસત."

ફૂઈબા વિસ્મયથી અવાક્ થઈને ગાલ પર હાથમૂકી બોલ્યા: "તું કહે છે શું નિમકહરામ, મેં તારો સર્વનાશ કર્યો છે ?"

દૃઢ સ્વરે અમુલ્ય બોલ્યો: "સોવાર તમે મારાપર જે કર્યું છે, તે કોઈ મોટો શત્રુ પણ ન કરી શકે. ભાઈ સાથેના ઝઘડાનું મૂળ તો તમે છો."

ફૂઈબા રોષથી ચિત્કાર કરતાં બોલ્યા: "હું ? મેં તને ઝઘડો કરવાનું કહ્યું હતું ? જૂદા થવા માટે મેં તને આગ્રહ કર્યો હતો ? અરે હતભાગી, હું તો તારા જ ખાતર વૈકુંઠ ચૂકી ગઈ છું."

"એથી જ કહું છું ફૂઈબા, કલેશનું મૂળ તમે છો. ભાઈને કેવી રીતે પરાયો માનવો, એ તો તમે જ હાથ પકડીને શીખવ્યું છે."

ફઇબાએ હાથમાં વિકૃત કરતાં કહ્યું; "વાહરે, તું નાનો ગીગલો ખરોને નો પછી જાને, ભાઈ અને ભાભીના પગમાં પડીને જન્મ સાર્થક કરીલે. તને કોણ રોકે છે?"

"એ રસ્તો પણ નથી રહ્યો ફઇબા. એ બધું પછી થઇ પડશે. અત્યારે મને તમારા ગળામાં રહેલી સોનાની સાંકળી આપો જોઉં."

"વાહ, સાંકળીનું શું કામ છે?"

"બીજી બધી વસ્તુઓની જે ગતિ થઇ છે, એ ગતિ સાંકળીની પણ થશે."

"થાય તો ખરી, મારું સઘળું લુંટી ગયો તોય તારી ભૂખ ન ભાંગી, છેવટે મારી ધર્મમાળા વેચીને દારૂ પીવો છે? તને કહેતાં શરમ નથી આવતી?"

અમુલ્ય ખડખડાટ હસી પડયો, બોલ્યોઃ "શરમ તો ઘણા સમય પહેલાં પરવારી બેઠી છે ફઇબા શરમ હોત તો શું ભાઇને ઘરમાંથી તગડી મૂકત? શરમ હોત તો નાની વહુના દાગીના અને નાની છોકરીની માળા મારવાડીની દૂકાને જાત ખરો? શરમ હોત તો શું તમારો દાબડો ભાંગત? એ બધું હવે કંઇ નથી રહ્યું, અત્યારે ડાહ્યા થઇને સાંકળી આપી દો."

ફઇબાએ દ્રઢ સ્વરે કહ્યુંઃ "હું નહિ આપું."

અમુલ્યે રોષથી કહ્યુંઃ "તમારા બાપને પણ આપવી પડશે મારી બોટલ ખાલી છે, એ જાણો છો?"

ફઇબાએ કહ્યુંઃ "અને ઘરમાં ચોખાનું હાંડલું પણ ખાલી છે, એ તું કયાં નથી જાણતો?"

"એ બધું જાણવાની મારે કોઇ જરૂર નથી. હું જે ઇચ્છું છું, એ મને આપો."

"ઉભો રહે, હમણા આપું છું." કહીને ફઇબા જવા માટે તૈયાર થયાં. અમુલ્ય જવાનો રસ્તો રોકીને ઉભો રહ્યો. ફઇબાએ એના ચહેરા સામે જોઇને કહ્યુંઃ "જોર કરીને લેવા માગે છે?"

"તો પછી તમે શું ધારો છો, હું એમને એમ ચાલ્યો જઈશ?"

ફઈબાએ ગર્જના કરીને કહ્યું: "નાલાયક, તું તારા મનમાં શું સમજે છે? આટલા વખત સુધી હું કશું બોલી નથી, પરંતુ હવે તો ઝાડુ મારીને તારું મોઢું જ ભાંગી નાખીશ."

"મને ખબર છે." કહીને અમુલ્ય ફઈબાના ગળાપર હાથ મૂકવા ગયો. ફઈબાએ ચીસ પાડી. નાની વહુ આવીને વચ્ચે ઉભી રહી. સ્વામી તરફ જોઈતે બોલી: "તમને શરમ નથી આવતી, ફઈબાના શરીર પર હાથ ઉપાડો છો તે...!"

અમુલ્યે દાંતપીસીને નાની વહુને જોસથી ધક્કો માર્યો. નાની વહુ એક તરફ જઈ પડી. અમુલ્યે ફઈબાનું કાંડુ પકડી ગળામાં તુલસીના પારાવાળી સોનાની સાંકળીપર હાથ મૂક્યો. ફઈબા આર્તસ્વરે પોકારી ઉઠયાં: "દોડોરે દોડો, મને મારી નાખી મારા ધરમની માળા..."

ફઈબાના પોકાર પર કશું ધ્યાન ન આપતાં અમુલ્યે માળા ખેંચી. ફઈબા રડી પડયાં.

"ફઈબા કયાં છે? અમુલ્ય છે કે?"

ચમકીને અમુલ્યે ફઈબાનું ગળું છોડી દીધું. પાછળ ફરીને જોયું તો ગોકુળ અને ભાભી ઉભા હતાં. શરમથી અમુલ્યનું માથું નીચું નમી ગયું. ફઈબાના પગની રજ લઈને ગોકુળે મસ્તકે ચડાવી. ફઈબા રડતાં રડતાં બોલી ઉઠયાં: "કોણ ગોકુળ...!"

સાંત્વન ભર્યા સ્વરે ગોકુળ બોલ્યો: "આ શું ફઈબા, એ તો બાળક છે. એને શું જ્ઞાન હોય?"

ગળગળા સાદે ફઈબા બોલ્યાં: "ગોકુળ, એને બચાવી લે....એ અધ:પાતમાં ગયો છે."

હસીને ગોકુળ બોલ્યો: "હા હા. અને ઈશ્વર બચાવશે. અત્યારે ચૂલાપર ભાત મૂકીને મારા પ્રાણને તો બચાવો." ત્યાર પછી

અમુલ્ય સામે જોઇને બોલ્યો: "કેમ ઉભો રહ્યો છે? બહાર ગાડી ઉભી છે, એમાં સઘળો સામાન છે. જા ભાઇ, સંભાળીને ગાડી ખાલી કર."

અમુલ્ય મોટા ભાઈના ચરણોમાં ઢળી પડ્યો. ગોકુળે એને બેઠો કરીને હૈયા સરસો લઇ લીધો. પાર્વતી બાજુમાં ઉભી ઉભી સ્તબ્ધ નેત્રે સ્વામીને જોઈ રહી. ગોકુળે પત્ની સામે જોઇનિ આનંદ ભર્યા સ્વરે કહ્યું: "ભૂતકાળની બધી વાતો ભૂલી જજે પારૂ! ઘણા દિવસો પછી અમે બંને ભાઇ મળી શક્યા છીએ."

પાર્વતીએ નાની વહુને પોતાના હૃદય પાસે લઈ ધીરેથી કહ્યું: "આપણે પણ આજ ઘણા દિવસે મળીએ છીએ, કેમ બહેન!"

મૃદુહાસ્ય સાથે નાની વહુ પાર્વતીના ચરણોમાં નમી પડી.

બરાબર આ સમયે નૃત્યકાલીએ ઘરમાં પ્રવેશ કરીને હસતા હસતા કહ્યું: "ગોકુલ ઠાકુર, હું આવી ગઇ છું. હવે મારા પ્રપંચની જે સજા કરવી હોય તે કરો."

પાર્વતીએ આવીને નૃત્યનો હાથ પકડ્યો અને પ્રફુલ્લ સ્વરે કહ્યું: "તમને હું સજા કરીશ. તમારા પ્રેમનો મંત્ર મને શીખવી દેવો, એ તમારો દંડ."

નૃત્યકાલીએ કહ્યું: "સારું, તમારું અભિમાન મને ગુરુ દક્ષિણા સ્વરૂપે આપો"

